ॐ तत्सत् परमात्मने नम

# સતી દ્રૌપદી.

ગદ્ય પદ્યાત્મક ત્રિઅંકી નાટક.

---


લેખક,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ.

અમદાવાદ.


---


શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત.

શ્રી દેશી નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ.

અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી —સને ૧૯૧૪— પ્રત ૧૦૦૦

કિમ્મત રૂ. ૨-૦-૦.



નવીન્

# સતી દ્રૌપદી નાટક.

## મંગળાચરણ.

સુત્રધાર—

દ્વાપરના અંત માંહી, કળીના આરંભ માંહી,
લીલા કીધી લાલ બાલ કૃષ્ણચંદ્ર નંદ નંદ.
ધર્મ સ્થંભ સ્થાપનાર, અધર્મને ઉથાપનાર,
પાન્ડુ પુત્ર પાળનાર, શ્રી મુકુંદ સુખ કંદ;
કૌરવ કૃતાંત કાળ, આણી એનો અંતકાળ;
ધર્મ રાજ્ય સ્થાપ્યું, એવા નામું નંદ વા યોગીંદ્ર.

બાળાઓ ! મારો વિચાર આજે આ સભાજનો સમક્ષ નવીન રંગભૂમિ ઉપર સતી દ્રૌપદી નામે નાટક ભજવવાનો છે.

**બાળા**—વાહ ! ઘણોજ સારો વિચાર. સતીનુ શ્રેષ્ટ ચરિત્ર ભજવવાથી લોકોને ઉત્તમ શિખામણ મળશે. તેમજ કુટુંબ કુસંપથી કેવાં ખરાબ પરિણામ આવે છે તેનો પણ લોકોને બોધ મળશે.

નેપથ્ય—( વા, વા, રે ઓ બેન શોભા મંડપની આ શી બની )

બાળા—મહારાજ ! આ શબ્દ શેનો ?

સૂત્રધાર—બાળા ! એજ આપણા કાર્યના મંગળાચરણનો મંગળ શબ્દ ઇંદ્રપ્રસ્થમાં ચંદ્રવંશી પાંડવોને ત્યાં કૃષ્ણ ભગવાન પધાર્યા છે. તેની સાથે પટરાણી રાણી રૂક્ષ્મણી તથા સત્યભામા વગેરેને પોતાનો મયદાનવ બાગ બતાવી ઇશ્વરનો ઉપકાર માની રહ્યા છે.

બાળા—અહો, ઘણી આનંદની વાત.

સૂત્રધાર—માટે ચાલો; આપણે પણ પ્રભુનાં દર્શન કરી આપણે પણ આપણું કામ ચાલુ કરીએ.

બાળા—હા, ચાલો, પણ પ્રભુસ્તવન કરીને.

### ગાયન.

બાળા-ધર્મ ધુરંધર શ્રીયદુનંદન જય જગવંદન, સ્વામી રામ.
જગદાનંદન કંસ નિકંદન પંકજ ચરણ નમામિ રામ.
સંત સતી સુખદાયક જનના, સ્હાયક દીનના,
વિશ્વંભર વ્યાપક જળ સ્થળના શશી દિનકરના;
ગૌબ્રાહ્મણ પ્રતિપાલ લાલજી પાંડવના રખવાળ જોને,
દ્રૌપદી કેરા દાસ દયાળુ કૌરવ કુળના કાળજોને;
ભારત ભવજળ તારક સ્વામી પારથ રથના ગામી રામ.

——

# સતી દ્રૌપદી.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

( **સ્થળ**—મયદાનવ બાગ ઉર્ફે લતામંડપ. )

**પાત્ર**—કૃષ્ણની રાણીઓ, દ્રૌપદી, સુભદ્રા, પછીથી શકુની, દુર્યોધન, ભીમ, બાદ કૃષ્ણભગવાન.

**ગાયન.**

દ્રૌપદી— }
રાણીઓ— }

વાહ વા'રે ઓ બે'ન શોભા મંડપની આ શી બની,
રૂડી દીસે છે બે'ન, લીલા અજબ નવ રંગની.
વાત કરીએ શું બે'ન આજે અમારા આનંદની—વાહરે.
શોક ને આનંદનારે રંગે પૂર્યો આ મડપ સંસાર
રાગ ને વૈરાગ્ય વાળાં પ્રાણી જેમાં દીસે અપરમપાર
શી કળા કરી ચિત્રકારે વિશ્વ નાટક સુત્રધારે
રચના વિવિધ પ્રકાર —વાહરે.
નવ રંગીત નવ પલ્લવો, નવ નવ માનવ જાત;
નવલ લાલની નવ લીલા, નવ ખંડે વિખ્યાત.

**નેકીદાર**—કૌરવકુળ ચંદ્રમણિ દુર્યોધન મહારાજને ઘણી ખમા......

**દ્રૌપદી**—હાં હાં સખી ચાલો ચાલો મહારાજ દુર્યોધન સહીત પાંડુનંદન આ તરફ પધારે છે જો.

**રાણી**—હા હા દેવી સાથે શકુની પણ છે.

**દ્રૌપદી**—ચાલો ત્યારે તો આપણે સૌ એક તરફ ઉભા રહીએ.

**રાણી**—હા દેવી ચાલો. એ પાપીના પડછાયાથી પણ આપણને પાપ બેસે.

**ભીમ**—(દુર્યોધન સાથે પ્રવેશ કરી) પધારો ભાઇ દુર્યોધન આ બાગની અદ્દ્ભુત શોભા જોઈ સંતોષ માનો.

**દુર્યોધન**—(સ્વ.) અફસોસ ! (પ્ર.) હા કેમ ન માનુ સંતોષ ભાઇની સંપત્તિ જોઇ ભાઈ કેમ ન રીઝે ?

**ભીમ**—હા એતો જે મૂર્ખ હોય તેજ ખીજે.

**દુર્યોધન**—(સ્વ.) હા પાંડવોનો આ સર્વ વૈભવ જોઇ મારૂં હૃદય દ્વેશની આગથી બળી રાખ થાય છે (પ્ર.) મામા જુઓ તો ખરા આ ઉપવનની શોભા તો કાંઇ અલૌકિક જ દેખાય છે.

**શકુની**—શું કહુ ભાઇ ઇન્દ્રનું નંદન વન વા કુબેરનું તપોવન પણ આ ઉપવન આગળ તુચ્છ સમજાય છે. વાહ વાહ ! શુ વર્ણન કરૂ.

મનોહર વ્રક્ષને વેલી, જુઓ ડાળી ઝુકે પેલી;
દીસે છે પલ્લવો તાજાં, ખીલ્યાં છે પુષ્પ તો ઝાઝાં.

**દુર્યોધન**—અજબ અજબ લીલા તો અજબ (સ્વ.) હાયરે ગજબ.

**ભીમ**—ભાઈ જુઓ આ નૃત્ય ભવન. આવા આવા અનેક સભાસ્થાનો મયદાનવે રચ્યાં છે.

**દુર્યોધન**—મામા ! આ લતા મંડપની શોભા તો જુઓ ! આ સોનાની દીવાલ પર રત્નનાં બનાવેલાં પક્ષીઓ એવાં દેખાય છે કે આપણને જોઈ તેઓ ઉડવા ચહાય છે. આવો મામા ! આ દરવાજો ખુલ્લો છે તેમાં થઇ અંદરની રચના જોઇએ. (દરવાજામાં અથડાઇ પડે છે.) અરરરર !

**ભીમ**—અરે આતો દરવાજો નથી દીવાલ છે. કેમ ભૂલ ખાઓ છો ?

**દુર્યો.**—અરરરર ! હાડકાં ભાંગી ગયાં.

**શકુની**—ઉઠ ઉઠ, ભાઈ! વાગ્યું તો નથીને ? ત્યારે તું પ્રથમ મને કેમ કે'તો નથી ?

**દુર્યો.**—ભૂલ થઇ મામા. એ દીવાલને મે દરવાજો જાણ્યો. આવો હવે આ દરવાજે થઇ અંદર જઇએ. (દરવાજો બંધ સમજી લાત મારે છે એટલે પટકાય છે) અરરરર ! આતે ફૂલ બાગ કે આતે પ્રપંચબાગ ! [ દ્રૌપદી વગેરે રાણીઓ હસે છે. ]

**શકુની**—હાં હાં ભાણા ખમા ખમા !

**ભીમ**—અરે ભાઇ આ દરવાજો તો ખુલ્લોજ હતો તેના પર આટલું જોર કરવાનુ શુ કારણ ?

**શકુની**—ભાઇ ! એટલું પણ ન સુઝ્યુ ?

**ભીમ**—( સ્વ. ) ક્યાંથી સુઝે ? ( પ્ર. ) બાપ જેવા થયા પુત્ર તેવા નક્કી અંધના પુત્ર તે અંધ જેવા.

**દુર્યો.**—હા આવું અપમાન ! પાપીઆ ભીમ ! આ અપમાનનું વેર હું થોડા દિવસમાં લઇશ ત્યારેજ શાન્ત

રહીશ આ બાગમાં મારા સાહસને હસનારને હું બરાબર રડાવીશ. ભરી સભામાં રડા દ્રૌપદીની હું તેના પતિ દેખતાં લાજ લુંટાવીશ, મારી દાસી બનાવીશ. ( પ્ર. ) મામા ! ચાલો. ભાઇ ! હવે હું રજા લઇશ.

**ભીમ**—પધારો ભાઇ ! બોલ્યું ચાલ્યુ મનમાં લાવશો નહિ.

( જાય છે.)

**દ્રૌપદી**—સખી જોયું ? તેની બોલચાલ ઉપરથી મને લાગ છે કે દુર્યોધન અહીંથી ક્રોધ કરીને ગયો.

**સુભદ્રા**—હા આપણો વૈભવ જોઇ નક્કી એ સળગી ગયો

**દ્રૌપદી**—જરૂર વેર લેવાના વિચારમા અહીંથા ગુસ્સ થઇને ગયો. એનો ચીંતા ન કરો. એનાથી શુ બનનાર છે કર્ત્તા હર્ત્તા ઇશ્વર છે માણુસનુ ધાર્યું મીથ્યા છે. ઠીક, મરશે. જે કરશે તે ભરશે. હવે રહેવા દો એ પચાત કાંઇ વિનોદની કરીએ વાત.

**દ્રૌપદી**—દેવી સત્યભામા ! તમારા દ્વારીકાંનો વૈભવ તો વિશેષ. આ હીર ચીર તો જુઓ ! એક એકથા બેશ !

**સત્યભામા**—એમાં શું કહેવુ ? સોનાની દ્વારિકાં, રત્ન જડીત મહેલ, સ્ફાટિકના પલંગો, કુંદનના કમાટ, હેમની હીંચોળાખાટ, જરીનાં પાથરણાં, હીરા મોતીના ઝુલો. વાહરે વાહ ! અમારા દ્વારિકાંનો ઠાઠ. દ્વારિકાના વૈભવની શી વાત. અરેરે ! તમારે ત્યાં તો એમાંનું કશુંએ નથી.

**રૂકમણી**—હા બેન, સાક્ષાત કૃષ્ણ મહારાજની સંપત્તિમા શું પુછવું ?

**સુભદ્રા**—હા પણ દ્વારિકાનું રાજ્ય તો છે અંધ ઉગ્રસેનનું. કૃષ્ણને તો કોરે કાગળે ગયું. ભાભી ! માના આગળ મોસાળ શુ વખાણો છો ? ગોકુળનો વૈભવ બધોય હું જાણું છું.

**દ્રૌપદી**—બેન ! આ ચીર તો અતિ ઉત્તમ છે.

**જાંબુવતી**—અરે આ ચીર તે કશામાં છે ? આથી અધિક કીમતી હીર ચીર તો અમારી દ્વારિકામાં છે.

**સત્યભામા**—દેવી સુભદ્રા ! તમને આ ગરીબ ઘરમા આવ્યાથી દુખ તો થતુ હશે. મન પસ્તાતું તો હશે

**સુભદ્રા**—ભાભી ! ગર્વ ન કરશો. હું તો અહીં કૈલાસ કે બ્રહ્મલોકથી વિશેષ વિચારૂં છુ. સ્વામીના સ્નેહની શીતળ છાયા નીચે જંગલના નિવાસ ઝાડપાનના લેબાસને નંદનવન ધારૂં છુ

**રૂકમણિ**—બહુ થયું તમારી માફક અમારે ફુલાતુ નથી પોતાનુ ગીત પોતાને મોઢે ગાવું નથી.

**સુભદ્રા**—ગમે તેમ તો પણ પાંડુ કુમાર છે ચક્રવર્તિ ! તમારી માફક કોઈને ખંડણી ભરતા નથી.

**રૂકમણિ**—માનમાં રહો માનમા. એતો બધુએ જણાત જો કૃષ્ણ દેવની મદદ ન હોત તો પાંડવો ચક્રવર્તિ કેમ થાત તે !

**દ્રૌપદી**—બેન એતો આખું જગત્ જાણે છે કે કૃષ્ણની કૃપા વિના એક પાંદડુ પણ હાલી શકતુ નથી જુઓ સાંભળો —

**ગાયન.**

હું કરૂં આ મેં કર્યું એ માનવી મીથ્યા બકે,
ઇશની આજ્ઞા વિના ના પાન પણ હાલી શકે;
ચંદ્ર તારા સૂર્યને ગૃહની ગતિ આધિન છે,
કિરતારની ન્યારી કળા જ્યાં સર્વ પ્રાણી દીન છે,
કલ્યાણદાતા છે વિધાતા સંતના ભગવંતરે,
તે નિરંજન નાથને નમીએ નિરંતર અંતરે—

**રૂકમણિ**—દેવી ! જુઓ જુઓ સામેથી કૃષ્ણદેવજ આ તરફ આવતા જણાય છે જો. ધન્ય પ્રભુ.

**જાંબુવતી**—હા, અને હાથમાં કાંઇક શેલડી જેવું છેને શું ?

**સત્યભામા**—નક્કી છરી વતે શેલડી છોલતા હોય એમ જણાય છે.

**કૃષ્ણદેવ**—( પ્રવેશ કરીને ) અરરરર ! શેલડી છોલતા આગળી કપાઈ ગઈ ! અરે કોઇ પાટો બાંધો, પાટો બાંધો !

**જાબુવતી**—અરરરર ! બેન પ્રભુને આ શું થઈ ગયું ?

**સત્યભામા**—ક્યાં છે ? ક્યાં છે ? કપડું ક્યા છે ?

**દ્રૌપદી**—કપડું તો અહીં ક્યાંથી ? ચીરનો પાલવ ફાડ્યા વિના બીજો ઉપાય નથી.

**રૂકમણી**—ફાડ ફાડ બેન ચીર ફાડ.

**સત્યભામા**—ત્યારે તું જ ફાડને.

**કૃષ્ણદેવ**—અરરરર ! વેદના બહુ જ થાય છે. કોઇ પાટો બાંધો પાટો બાંધો.

**સર્વજણાં**—ખમા ખમા પ્રભુને ખમા.

**જાંબુવંતી**—અરે એતો ગોવાળ કાળાના અરધા ચાળા.

**સત્યભામા**—એતો દેવના ગુણુ પુજારી જાણે તો; કાંઈ નહી મટી જશે.

**દ્રૌપદી**—અરેરે ! હરી હરી પ્રભુ બહુ જ પીડાય છે. લાવ્ય આ ચીર શુ કામનું છે. ખમા ખમા પ્રભુને ખમા. (ચીર ફાડીને પાટો બાંધે છે.)

**કૃષ્ણદેવ**—બેન દ્રૌપદી ! તારા ઉપકારનો કરજદાર છુ. માગ્ય માગ્ય દેવી તું જે માગે તે આપવા તૈયાર છું.

**દ્રૌપદી**—પ્રભુ ભક્તિ આ પરમાત્મા પુરૂષોત્તમની ભક્તિ.

**કૃષ્ણદેવ**—તથાસ્તુ, સતી દ્રૌપદી ! તારા આ પ્રસગના સુત્રના તારના બદલામાં હું એક એક તારે એક એક લક્ષ ચીર તને આપુ તો પણ બસ નથી.

**જાંબુવંતી**—આવું જાણ્યુ હોત તો અમે આખું વસ્ત્ર પ્રભુને અગે વીંટાળત.

**સત્યભામા**—મહારાજ કરજદાર રહેશો નહીં. કોઈના લાચાર રહેશો નહીં, કહો તો એક પાટાના બદલ હુ આ મારૂં કીંમતી ચીર દ્રૌપદીને આપી દઉ.

**કૃષ્ણદેવ**—દેવી ! એ વખત ગયો. દ્રૌપદીને શું આપણા વસ્ત્રની દરકાર ! અરે આપણાં કરતાં તો તેમને ત્યાં હજાર ગણાં કીંમતી વસ્ત્ર તૈયાર છે. સતી દ્રૌપદી હાલતો હું દ્વારિકાં જઈશ. જ્યારે જ્યારે સંભારીશ ત્યારે ત્યારે કરજનો બદલો વાળવા સેવામાં રજુ થઈશ. તું મારી બે'ન છે. તારી અપૂર્વ ભક્તિથી બે'ન સુભદ્રા કરતાં મારો તારા પર અધિક પ્રેમ છે.

 ૯૭-૪

**રૂકિમણી**—કેમ સુભદ્રા બેન કેમ છે? જોયુ પ્રભુનો કેવો સ્વાર્થી પ્રેમ છે?

**સુભદ્રા**—એમાં શુ? દ્રૌપદી મારી મોટી બેન છે. પ્રભુનો તેના પર વધારે પ્રેમ છે. તેનો મારા પર વધારે પ્રેમ છે. એક બીજાના પ્રેમથી અમારે મન કુશળક્ષેમ છે.

**દ્રૌપદી**—વારૂ, ભગવાન.

**રૂકિમણી**—પણ દેવ ઉભા રહો. અમે આપની બાળ લીલાનુ એક ગીત રચ્યુ છે તે જરા આપને ગાઇ સંભળાવીએ પછી આપણુ સર્વ દ્વારિકાં વીદાય થઇએ.

**કૃષ્ણદેવ**—વારૂ, સુખે ગાઓ, હું સંતોષથી સાંભળીશ.

**રૂકિમણી**—એનો આવો પ્રભુને બાળ લીલા સંભળાવી પાવન થઇએ.

**રૂકિમણી**—
**સાહેલી**— } ગરબો.

હો કનૈયાજીરે અમને મોહન માયા લગાડી અલબેલા
વનમાં વેણુ વગાડી અલબેલા— હો૦

બંસી બટ પનઘટ નિકટ, ત્રટ યમુના યદુવીર;
નાચે નટવર નંદના, હરી હળધરના વીર.

લીલી લવિંગ લતા શોભતીજીરે,
લીલાં વન વૃક્ષ વેલ વાડીઓજીરે, મારા વાલાજી. લી૦

ચાલો સખી જઇએ ત્યાં, જ્યાં વસે વ્રજરાજ;
નીર ભરંતાં પ્રભુ મળે, એક પંથ બે કાજ.

રસીયાજી રાસ રમાડોરે અમને રસીયાજી રાસ રમાડો

૫૦૪૩ 

સમીરે સંધ્યાની આવી સરખી સાહેલી
આનંદે અંગે પમાડારે અમને રસીયાજી રાસ રમાડો.

બંસી બટ સમ બટ નહીં, નદ ધામ સમ ધામ.
વદ્રાવન સમ વન નહીં, કૃષ્ણ નામ સમ નામ.

કા'નજીને માથે મણી જડ્યાં મોળીયાંરે
તારા મોળીયાનો બડો બડો ઠાઠ
ખમા ખમા રૂપાળા કા'નને
કા'નજીએ પીળા પીતાંબર પેરીયાં કાનજીને કાને કુંડલ હેએ'હાર
ખમા ખમા લટકાળા કા'નને—હો કનૈયા—

## પ્રવેશ ૨ જો.

( સ્થળ—રાજ્ય માર્ગ. ) ( પાત્ર—પાંડવો તથા કૃષ્ણ )

**નેપથ્ય**—જય જય સકળ પાખંડ ખંડકારી અજ્ઞાન તિમિર પ્રચંડ ચંડ કરણ કીરણ અખીલ બ્રહ્માંડ નાયક યદુનંદન દ્વારા પતિ પુરપતિશ્રી કૃષ્ણચંદ્ર મહારાજને ઘણી ખમા.

**કૃષ્ણદેવ**—ધર્મરાજ રાજસુયયજ્ઞની સમાપ્તિ થઇ. હવે તમે સુખી રહો મારા યોગ્ય કામકાજ હોય તે હવે સુખેથી કહો.

**ધર્મરાજ**—મહારાજ જે કાંઇ બન્યું તે આપ સરખા સબળ સબંધીની દયાથી પરમાત્માની પૂર્ણ માયાથી આપ હમેશાં અમારા મદદગાર છો, સાચા સલાહકાર છો.

**કૃષ્ણદેવ**—પાંડુ કુમાર ! પ્રથમ તમારા પીતરાઇ ભાઇ દુર્યો-

 પામી તમે સહનશીલ થયા છો

છતાં રાજધર્મ એ મહા કઠીણુ છે. જેમાં કોઈક જ પુરૂષ પ્રવિણુ છે. માટે તમારે બરાબર સાવધાન રહેવું કદી પણુ ન્યાય વિરૂદ્ધ પગલું ન દેવું.

**ધર્મરાજ**—પ્રભુ હું સારી પેઠે સમજું છું કે—

રાજા એ તો પ્રજા જનનો છે દાસ,
પ્રજા એ જ શોભા છે રાજાની ખાસ;
પ્રજાથી જ લક્ષ્મીને વૈભવ વિલાસ,
પ્રજા રાજ શાંન્તીનો છે નિવાસ.

**કૃષ્ણદેવ**—ખરૂં છે. રાજાએ પ્રજાના સુખમાં જ સંતોષ માનવો. પાપનું મુળ લોભ અને અનર્થનું મૂળ ક્રોધ. તેનાથી સદા દુર રહેવું.

**ધર્મરાજ**—એજ રાજને સબળ કરવાના મુખ્ય સાધન છે.

ચંચળ છે ધન વીજ ચમકાર જેવું;
ચંચળ જીવન પાણીના બુંદ જેવું.
ચંચળ જેવી સાંજની વાદળીઓ,
ચંચળ તેવા ભુમીના ભુપતીઓ.

**ભીમ**—છે વેશ્યા રૂપે ધરણી બહુ બહુ નૃપતીને પરણી.
નળરામ નહુશ, માંધાતા જે ચક્રવર્તિ કહેવાતા.
હરીશ્ચંદ્ર બળી સમદાતા જગમાં નૃપ જે વખણાતા,
તે સર્વ ગયા તજી ધરણી નવ કોઇ સાથે ગઈ ધરણી.

**કૃષ્ણદેવ**—ધન્ય છે ભીમ બળી પાર્થ બાણાવલી તમારા જેવા મહાન બળવાનના મનમાં આવી શુદ્ધ બુદ્ધિ વાસ કરે છે તે જોઇ મારૂં અંતર અતિશય ઠરે છે હવે મને આજ્ઞા કરો તો હું જાઉ. દ્વારિકા તરફ વિદાય થાઉં. સાંભળો તેમજ મનુ મહારાજ પણુ આપણા માનવ ધર્મ શાસ્ત્રમાં રાજાઓને દુખનાં મૂળ કારણુ ચાર દર્શાવે છે.

**ધર્મરાજ**—કયા કયાં મહારાજ ?

**કૃષ્ણદેવ**—એક મૃગયા (શીકાર), બીજુ મદ્યપાન ( દારૂ પીવા ), ત્રીજુ વિષયભોગ, અને ચોથુ દ્યુત એટલે જુગાર.

**ધર્મરાજ**—અસ્તુ મહારાજ આપની શિક્ષા હુ માથે ચઢાવુંછુ એ ચારે મહાપાપ જો કે પાડવોમા તેનો અંશ પણ નથી તો પણ આપ સાક્ષીએ તે પરથી હુ હમેશને માટે હાથ ઉઠાવુ છુ

**કૃષ્ણદેવ**—ધર્મરાજ ! તો પણ હુ ભવિષ્ય ભાખુ છુ, કે ભાગ્ય તમને ભુલાવશે. પ્રારબ્ધ તમારા પર એક મહા આફત લાવશે.

**ધર્મરાજ**—ત્યારે તો પ્રભુ નિરુપાય વિધિના અંક કોનાથી મિથ્યા થાય ?

**કૃષ્ણદેવ**—તો પણ કહુછુ કે તમે જુગાર ખેલશો નહી કદાચ ખેલો તો શરત કરશો નહી, કદાચ શરત કરો તો શરતમા પોતાની વહાલી વસ્તુને મુકી અપકિર્તિને પ્રાપ્ત થશો નહીં. તેમ જ આ તમારા વીર ભાઈઓની સલાહ સિવાય તમે કોઈ પણ કામનુ સાહસ કરશો નહીં. તેમાંજ તમારૂ હિત છે પરસ્પર ભાઇ ભાઈમા સપ રાખવાથી જ શાન્તિ ખચીત છે.

**ધર્મરાજ**—દેવેશ ! અમારા પર આપના અપાર ઉપકાર છે. બદલો વાળવા આ દાસ લાચાર છે. આપની શિક્ષામાળાને અમે રત્નમાળાથી મહ્યવાન સમજી હૃદયે ધારણ કરીશુ. પરમાત્મા ! અમારા સર્વ વિઘ્નો કાપો, અમને સદા શુદ્ધ બુદ્ધિ આપો.

**ગાયન.**

પરબ્રહ્મ પરમેશ્વર પુરૂષોત્તમ પરમાનંદ
નંદ નંદન આનંદ કંદ જસોદા નંદ શ્રી ગોવિંદ—પ૦.
કરૂણાસીંધુ દીનબંધુ કેશવ માધવ મુકુંદ
વિશ્વંભર વિશ્વાધાર વિશ્વમા વસી રે'નાર —પ૦.
વાસ આપ ચરણુ ધામ યાચીએ કૃપા નિધાન
પૂર્ણ કામ પૂરો કામ વિનવીએ કરી પ્રણામ —પ૦

---

## પ્રવેશ ૩ જો.

---

( સ્થળ— પાત્ર—દુર્યોધન )

**દુર્યોધન**—હા ! શોક ! શોક ! મહાશોક !

અપમાનની આગથી અંગ આ પ્રજળે મારૂં,
વિના અંગાર શરીર સંતાપથી સળગે મારૂં,
અરે ધિક્કાર કૌરવ કુળમા જન્મવું મારૂં,
સહી અપમાન ને ધિક્કાર છે જીવવું મારૂં;
ઓ વીજ દે બાળી બાળ્યું અંગ આ મારૂં,
ઓ તલવાર કરી દે ઠાર દુઃખી અંગ આ મારૂં.
અરે દ્વારપાળ !

**દ્વારપાળ**—( પ્રવેશ કરી ) આજ્ઞા મહારાજ !

**દુર્યો.**—જા મામા શકુનીને એકદમ બોલાવી લાવ. ચાલ જલદી અમારા દુઃખ સુખમાં ભાગ લેનાર સાચા સલાહકાર ગાંધાર નરેશ મામા શકુની વિના મને લેશ પણ ચેન નથી પડનાર.

**શકુની**—( પ્રવેશ કરી ) કેમ શું છે શુ છે ? ભાણા શું તારા શરીરને તો કાંઇ નથી ?

**દુર્યો.**—મામા ! અપમાનની આગથી શરીર બળીને રાખ થઇ ગયું !

**શકુની**—અરે પણ ભાઇ શાથી ?

**દુર્યો.**—મામા ! પિતરાઇની પુન્યાઇ લોકોમાં તેમની વધતી વડાઇ તે કોઇથી સહેવાઇ છે ? ભાઇ ભાઇની સવાઇ તે કોઇથી દેખી ખમાઇ છે ?

**શકુની**—નહીં, ભાઇ નહીં, ભાઇ ભાઇની ભલાઇ તે કોઇ-થી દેખી ખમી શકાય છે ?

**દુર્યો.**—મામા ! પાંડવોનો પ્રતાપ તેજ મારા સંતાપની શરૂઆત છે. તેમની ચડતી એજ મારા શોકની વાત છે.

**શકુની**—હા ભાઇ ! તેમની ચડતી એજ આપણી પડતી દશાની પડતી રાત છે. રાજસૂયજ્ઞ કરવાનો મૂળ હેતુ એજ કે સર્વ રાજાઓને પોતાને સ્વાધીન કરવા. પોતે ચક્રવર્તિ રાજા થઇ આપણને ભિખારી કરવા.

**દુર્યો.**—મામા ! હુ માટેજ આપની સલાહ ચાહું છું.

**શકુની**—સલાહ એજ કે રોગ શત્રુ અને આગ એનો તો આરંભમાંજ કરવો નાશ. વિરોધીઓને વધવા ન દેવા એ શાસ્ત્રની છે વાત.

**દુર્યો.**—હા ખરૂ છે મામા, બ્રાહ્મણ અસંતોષી અને રાજા સંતોષી એ પાપી કહેવાય છે.

**શકુની**—માટેજ શાસ્ત્ર કહે છે કે રાજાએ તો સદા જાગ્રત રહેવું.

**દુર્યો.**—મામા પણ શુ ઉપાય રચવો કે જેથી મય-
સભામાં થએલા મારા અપમાનનું વેર વળે, પાંડવોની
સર્વ ધન સંપત્તિ અને રાજ્યલક્ષ્મી મને મળે ?

**શકુની**—જો સાંભળ.

જુગારનો હું છુ પુરો જાણકાર,
હરાવું હુ પાંડવ રમીને જુગાર;
હરૂ રાજલક્ષ્મી સુખ આરામ હુ,
કરૂ શત્રુને સંજ નાકામ હુ.

બસ જુગારમા તેઓ સર્વ હારી જશે, નિરાધાર
થઇ વનમાં જશે.

**દુર્યો.**—અને પેલી રંડા દ્રૌપદી મારી દાસી થશે.

**શકુની**—પણ વડીલ ધૃતરાષ્ટ્રની આજ્ઞા વિના તેમાંનુ કાંઇ
બનશે નહિ.

**દુર્યો.**—તે અધની આજ્ઞા મારે લેવી.

**શકુની**—ત્યારે બીજાં સૌ કામની જવાબદારી મારે લેવી.

**દુર્યો.**—ઉપકાર મામા તમારો ! તમારા જેવા અંતરના
સગા મામા સિવાય ભાણેજના દુખની દાઝ બીજુ
કોણ જાણે ?

**શકુની**—( સ્વ. ) જાણીશ, જાણીશ. બચ્ચા ! દાદ બરા-
બર જાણીશ. દાદ કેવી જાણું છું તે અન્તે સમજા-
વીશ. ( પ્ર. ) જા, હવે તું ધૃતરાષ્ટ્ર પાસે જા. અને
હુ પણ નિશ્ચિત થઈ ત્યાંજ આવું છુ.

**દુર્યો.**—વારૂ જાઉં છુ.

જણાવું બળ બહાદુરી હુ મારી,
કરૂ એ દુષ્ટ પાંડવોની ખુવારી.

( દુર્યોધન જાય છે. )

**શકુની**—( સ્વ. ) પાપી ચંડાળ દુષ્ટ દુર્યોધન ! હું તારો મામો નથી પણ મામા રૂપે કસ કાળ છું, વિકાળ વ્યાળ છું. ખુની મારા સો ભાઈઓનો નાશ કરનાર, કંદહાર દેશને વેરાન કરનાર, હારા વેરનો પ્રસંગ નજીક આવે છે. રાખ પર રહેલો છૂપો અંગાર વખત પર પોતાનો પ્રકાશ બતાવે છે. નીચ હરામી હા જે રીતે તે મારા કુળ કુટુંબનું નિકંદન વાળ્યું; તે રીતે હું તારા સર્વ કુટુંબનું નીકંદન વાળીશ, હારી, સ્ત્રીઓને રડાવીશ, રડાવીશ, રાજ્ય મહેલ પર ઉડતા નિશાન-પર જ્યારે કાળા કાગ કકળાવીશઃ ત્યારેજ હા ત્યા-રેજ આ આત્માને શાન્તિ વાળીશ. હા ! શું કરવુ ! ધર્માત્મા પાડવો સાથે અધર્મે વર્તવુ, મહાત્માનો સાચા સજ્જન પ્રત્યે દુરાચારી દગાબાજ થવું, બળ-વાન પાંડવોથી વેર કરવુ, એમાં પણ કોઈનુ નથી ભલુ થવું. હા ! આ પ્રપંચ યત્રમાં આ મ્હારા નીચ મત્રમા હું પણ માર્યો જઈશ. તથાપિ ખેર ! કૌરવ કુળનો નાશ કરી પછી પાંડવોના હાથે મરીશ તો જરૂર મરતાં સદ્ગતિ પામીશ.

---

## પ્રવેશ ૪ થો.

---

### ગાયન.

**વિદુર**—

કે’રે અરે મન કૃષ્ણ કૃષ્ણ મુખ કે’રે
તારણહાર કૃપાલ— અરે મન.

અંતકાલ કૃપાલ લાલ માધવ મુકુંદ;
સહુ ટાલે ફંદ
સૃષ્ટિ કરણુ ભરણુ દારિદ્ર સકળ હરણુ
શ્રી અશરણુ શરણુ જન તારણુ તરણુ
નમી કમળ ચરણુ.
મન ભજ ભજ ગુણુ ગોવીંદનારે.

**દુર્યો.**—( પ્રવેશી ) પીતાજી પ્રણામ કરૂં છું હું.

**ધૃતરાષ્ટ**—એ કોણ હશે તું ?

**દુર્યો.**—આપનો અભાગી પુત્ર દુર્યોધન છું હું.

**ધૃતરાષ્ટ**—અરે તું આવો ભાગ્યશાળી હોઇ અભાગી કેમ કહે છે. ભાઇ કેમ કઇ તારૂં શરીર લેવાઇ ગયું હોય એમ લાગે છે.

**શકુની**—ભાણેજ ! શરમાઇશ નહિ. મનમાંને મનમાં મુઝાઇશ નહીં. તને જે દુખ હોય તે સાફ સાફ કહી દે. તારી મરજી પ્રમાણે માગી લે.

**દુર્યો.**—પિતાજી ! શું કહું, શત્રુના ત્રાસથી રીબાતી પ્રજાને જે દુઃખથી છોડાવે તેજ રાજા ખરો.

**ધૃતરાષ્ટ**—પણ ભાઇ ! પૃથ્વી પર તારો શત્રુ કોણ ? તું ચક્રવર્તિ રાજા. ભિષ્મ, દ્રોણુ, કરણુ વિકર્ણ જેવા મહારથી તારા સરદાર. મહા પ્રતાપી પાંડવો જેવા વીર ભાઈ તારી કુમક કરનાર છતાં કોણ છે તારા સામું આડી નજરથી જોનાર ?

**દુર્યો.**—હા. હા, પીતાજી તે દુષ્ટ પાંડવોની અસંખ્ય સંપત્તિ એ જ દુખાગ્ની મારા હૃદય દાહનું કારણ છે.

**ધૃતરાષ્ટ્ર**—શિવ શિવ શિવ પાંડવોના વૈભવ જોઇ તને દ્વેષ થયો નક્કી હું ધારૂંછું કે ત્હારા હૃદયમાં દ્વેષ રોગનો પ્રવેશ થયો.

**દુર્યો.**—શું ત્યારે તમારો એવોજ વિચાર છે કે—
પાંડવોની પાસ ભીક્ષા માગીને ખાવું
થઇ લાચાર રાજા ધર્મ કેરા દંભમાં દબાવું
રહ્યા દુર્બળ દબાઇ દમમાં તો દેશે દાબી;
લુંટી સૌ રાજ ને લક્ષ્મી દેશે દમમાં દાબી

**ધૃતરાષ્ટ્ર**—પરાયા રાજને ચાહે અધર્મી રાજા એ;
બુરા જે કાજને ચાહે અધર્મિ રાજા એ.
અનીતી માર્ગને ચાહે અધર્મિ રાજા એ,
વળે કુમાર્ગની રાહે ન ધર્મ રાજા એ.

**શકુની**—ચળે જર દેખીને મુનીઓ મહા મહીમાવંતા.
ચળે જર દેખીને જ્ઞાની ભલા જે ગુણવંતા.
કર્યા લોભે કંઈ કંગાળ બહાદુર બળવંતા;
કર્યા લોભે કઈ ભુપાળ છતે ડોળે અધા.

**ધૃતરાષ્ટ્ર**—અરે શકુની ધર્મના મનમાં એવા વિચાર પ્રતાપી પાંડવો ભાઈ તેજ કરવા ચાહે હાર. શિતળ ચંદ્રમા અંગાર અમૃત ભીધુમાં ઝેરનો સાર.

**દુર્યોધન**—હા સિંધુનુ દેવોએ અધીક મથન કર્યું તો છેવટ ઝેર જ નિકલ્યું.

**ધૃતરાષ્ટ્ર**—અરે કર્મ ચંડાળ રાક્ષસ પાંડવોનો નાશ કરવા ચાહવો એટલે પોતાના એક હાથથી પોતાનો બીજો હાથ કાપવો. શું કરૂં પાંડવોનું બુરૂ ચહાનાર

કુલાંગાર હમણાંજ ત્હારો પ્રાણ લઉં પણ હવે થોડા જીવતરમાં શા માટે પુત્રઘાતી કહેવાઉં.

**દુર્યોધન**—હા, પિતાજી. વૈભવવાન પાંડવો કૌરવ કુળનો ક્યારે નાશ કરશે તે કહી શકાતુ નથી.

**શકુની**—મહારાજ ધૃતરાષ્ટ પાંડવોના વૈભવથી પીડાતા આપના પાટવી પુત્રના દુખની શાન્તી હું દ્યુત વિદ્યાથી કરીશ. જુગારથી પાંડવોનું સર્વ હરીશ, માત્ર આપ પાંડવોને અત્રે આવવા આમત્રણ કરો કે સર્વ કામ સિદ્ધ.

**દુર્યોધન**—પિતાજી મામાની આ યુક્તિ બીલકુલ ઠીક છે, વાઉ જુગાર રમવામાં શુ બીક છે.

**ધૃતરાષ્ટ**—અરે અધમ ! કોરવ કુળ સપતિમાં, ક્ષેત્રમાં, આ ઝેર રૂપ જુગારનું બીજ શા માટે વાવો છો. નાહક પોતાના વંશમાં વિનાશનું કારણ પોતે જ કેમ થાઓ છો.

**દુર્યોધન**—પિતાજી મામાની સલાહ પ્રમાણે કરો નહીંતો આ હું મરૂછું પછી સુખે જઈ પાંડવોને મળો. મામા લાવે લાવો કટાર.

**શકુની**—હાં હાં ભાણા છેક ન કર ટુંકો વિચાર મહારાજ માનો નહીંતો માહા જુલમ થશે સે'જમાં પુત્ર સરખું રત્ન રાખમા રોળાઈ જશે.

**ધૃતરાષ્ટ**—લાચાર કુળના નાશ રૂપ જુગારનું ઝેરી બીજ મારા હાથેજ રોપાવો છો પ્રભુ ! આંખો લીધી તો પ્રાણ કેમ ન લીધા.

**દુર્યોધન**—મામા લાવે લાવો કટાર.

**ધૃતરાષ્ટ**—અરે ભાઇ સબુર સબુર ભાઇ વિદુર તમે ધર્મ-
રાજ યુધિષ્ઠિર પાસે જાઓ; જુગાર માટે પાંડ-
વોને મારી આજ્ઞા જણાવો.

**વિદુર**—પણ મહારાજ !

**દુર્યોધન**—બસ બસ તમારૂં તેજ કામ છે પિતાજીનુ જે
ફરમાન છે હવે પધારો પીતાજી પ્રણામ.

**ધૃતરાષ્ટ**—પ્રણામ પ્રણામ આ અંધ સુરદાસના સર્વને પ્રણામ

**શકુની**—કેમ ભાણા વેશ બરોબર ભજવ્યોને !

**દુર્યોધન**—કેમ મામા મે પણ તમારા કહેવા પ્રમાણે ઠીક
તાલ જમાવ્યોને !

**શકુની**—જા ભાઈ જા હવે તુ સભા મંડપની તૈયારી કર
સર્વ સાહિત્ય સજ કર હું પણ જલદીથી ત્યાં
આવું છુ શુ કરવું તે તને સમજાવુ છે.

**દુર્યોધન**—વારૂ મામા હવે દિવસ ના ગુમાવશો નકામા.
( જાય છે )

**શકુની**—બચ્ચા દુધની વાટકી જોઇ છે પણ હાથની લાકડી
ક્યાં જોઈ છે. વાહ વાહ ઇશ્વરે જોઇએ તેવો
પ્રસગં ઠીક આણી મેળવ્યો છે તો હુ પણ હવે
શા માટે પાછી પાની કરૂં. બચ્ચા હુ પણ છુ
કડીઆ નીચે છુપાએલો કાળો નાગ; તને ડંશ
દેવાનોજ શોધું છુ લાગ. પ્રસંગ આવ્યોકે તારો
અને તારા સર્વ કુટુંબનો યુક્તિ બળથી નાશ
કરીશ. નાદાન તું મને હેતુ ન સમજીશ.

**ગાયન.**

તું છે મારો કટ્ટો શત્રુ કાઢું તારૂં નિર્મૂળ,
દુશ્મનને હેતુ સમજે તે માણસની મોટી ભૂલ;
છળ બળથી યા બુદ્ધિ બળથી ખેલાવું દાવ જરૂર,
આપસમાં અગ્નિ સળગાવી આ બંદા રહેવાના દૂર;
દુશ્મનને ખૂબ લડાવું, હાં જાઉં બસ જાઉં,
ચાલાકી ખુબ ચલાવું—હાં૦
ખટપટ પૂરી સળગાવું—હાં૦
આસપાસમાં જંગ જમાવું—હાં૦

---

## પ્રવેશ ૫ મો.

---

( સ્થળ—ભાનુમતીનુ અંતઃપુર. પાત્ર—ભાનુમતિ તથા દુર્યોધન. )

**ગાયન.**

**ભાનુમતી—**

પ્રાણપતિ પ્રભુ આવ્યા હજુ નહીં કહે શુ કરૂં.
અધિરી શું થતી ઘેલી થઇ ઓય શું કરૂં
બટક બોલી બેસ ગમાર
ખાલી ખીજાવ્યામાં શુ વળનાર—પ્રાણ૦
જોબનવંતી જુવતી વેલીના પ્રાણ પિયુ તરૂવર આધાર
ભુંડામાં ભુડી વિયોગની વ્યાધિ બે'ન બનાવે છેક લાચાર

ધીરી તું થા મુક બકવા
જો નીરખી ક્યાં છે સખી

ચંચલ ચાલથી ઠમકે ચાલો પ્રાણુ પિયુ સંગ સુખેથી મહાલો

વાહ આ વાહ

સમજતી નથી પ્રીતની રીતમાં જારે અલી—પ્રાણુ૦

**દુર્યોધન**—મંત્રના બળથી બનાવુ દ્રૌપદીને હુ ગુલામ,
ભર સભા વચ્ચે મુકાવું પાંડવોનું બળ ગુમાન:
ચક્રવર્તિ રાજનું શાનુ ધરે છે એ ગુમાન,
ચક્ર તેના મોતનુ આ હાથ ધારે પહેલવાન.

**ભાનુ**—સ્વામી કરો છો ક્રોધ આ કોના ઉપર તમે,
છે ક્રોધથી નાશ પોતાનો શું ના જાણો તમે
શાંતિ હજે છે શત્રુને ને ક્રોધ મારે આપને,
કહો શાન્તિ અને સંતોષથી શુ દુ:ખ આપને.

**દુર્યોધન**— ઉઘાડી આ અતર બતાવું શી રીત,
બળ્યા મનના મનમાંહિ રહેવું ખચીત;

**ભાનુ**— કહે શાસ્ત્ર સ્ત્રી પુરૂષની સાચી પ્રીત;
જુદાઇ સમજવી એ છે ક્યાંની રીત.

**દુર્યોધન**--વહાલી શુ કહુ તને, પાપી પાંડવોએ મય-સભામા મારૂં અપમાન કર્યું સર્વ રાજાઓ સામે મહા પ્રતાપી રાજા શિશુપાળનુ યજ્ઞમાં બળીદાન કર્યું.

**ભાનુ**—તો તે તમારા ભાઇ છે. કોઇ દીવસ લાજ્યા તે લજાશે તે માટે ઘરમાં લડી મરવું, ભાઇ ભાઇનુ બુરૂં કરવું.

**દુર્યોધન**—બસ બસ, તેમના બુરામાંજ મારી ભલાઇ છે.

**ભાનુ**—આગમાં તે કઇ શીતળતા સમાઇ છે. અંધકારમા તે વળી ઉજવળતા દેખાઇ છે ચંદ્રનો ક્ષય થતાં ચાંદની કહેવાઇ છે.

**દુર્યોધન**—હા, તે મારા પિતરાઇ છે, સુખ સંપત્તિમાં મારાથી સવાઇ છે.

**ભાનુ**—તો તેમાં તમારી વડાઇ છે દુઃખ વખતે તમારા માટેજ તેમની એ સર્વ કમાઇ છે.

**દુર્યોધન**—શુ તારા દીલમાં પણ એ પાપીઓનીજ ભલાઇ છે, ખરેખર સ્ત્રીની અક્કલ પાનીમાંજ સમાઇ છે.

**ભાનુ**—સમજો મારા હૃદયમાં ભલાઇ છે; તમારી આંખ અદેખાઇથી ભરાઇ છે.

**દુર્યોધન**—સ્ત્રી નીમક ખાવું સ્વામીનુ, અને ગીત ગાવું એ હરામીનુ.

**ભાનુ**—હરામી પાડવોને કોણ કહે છે ? નાથ ! તમે અને તે એકજ અંગના છો, બન્ને હાથ. એક હાથે તાળી પડનાર નથી, તેમના વિના તમારૂં કલ્યાણ કદી બનનાર નથી.

**દુર્યોધન**—મારૂં કલ્યાણ મારા બાહુબળમા છે, મામા શકુનીની સલાહમાં છે.

**ભાનુ.**—સ્વામી ! શુ શકુની એ આપના સલાહકાર છે, સમજો કૌરવ કુળ ચંદન વનને બાળનાર તે અંગાર છે. નાથ !

બુરી સંગતનુ છે બુરૂં પરિણામ,
નીચની સલાહથી કદી નથી આપનુ કલ્યાણ.

**દુર્યોધન**—મુર્ખ સ્ત્રીજાતને સારા ખોટાનુ ક્યાંથી હોય ભાન. પુરૂષ પરિક્ષાનું તેને ક્યાંથી હોય જ્ઞાન. બસ એજ મામા શકુની મારા સલાહકાર છે. જે શામ દામ દંડ અને ભેદને જાણનાર છે. બસ બસ મારા હમેશાં પોબાર છે.

**ભાનુ**—બીજાના બળ પર બળવાન ગણાવું શાનું,
વડીલના કામ પર કુળવાન ગણાવું શાનું;
વેદને જાણ્યા વિના વિદ્વાન ગણાવું શાનું,
લક્ષ્મીને માણ્યા વિના શ્રીમાન ગણાવું શાનું.

**દુર્યોધન**—બસ, બસ, અધમ અવિચારી જ્યાં સુધી હું પાન્ડવોને પાયમાલ કરી શકયો નથી ત્યાં સુધી આ શરીર મુએલા પતિની વિધવા સ્ત્રી સમાન છે. મારૂં જીવન દુનિઆ પર તદ્દન નકામ છે.

**ભાનુ**—ક્રોધને અભિમાનની પીધી મદીરા જેમણે,
કુળ કીર્તિ કાન્તિ શાન્તિ સુખનો નાશ કીધો તેમણે
અભિમાન કીધો જેમણે તે દૂર ઇશ્વરથી રહ્યા,
મોટાઇમાં મરનાર તે તરણાથીએ હલકા થયા;
અભિમાનથી રાવણ હણ્યો છે એક નીર્જીવ વનચરે.
અભિમાનથી હાથી હણ્યો છે એક નીર્જીવ મચ્છરે.
શીર ઉચકી ચાલ્યા તે બેમોતે થયા છે ચાલતા
શ્રીમાન ને વિદ્વાન તે પામ્યા પુરી કંગાળતા.
સમજો, સ્વામી સમજો.

**ગાયન.**

ધરો કંઇ હિત શિખામણ ધ્યાન ગર્વથી નથી નાથ કલ્યાણ
કુસંપે રહ્યુ કોણ આરામ મેળવ્યું કોણે મહીમાં માન.
અભિમાન પર્વત છે મોટો હેઠળ ઉંડી ખાઈ
ચડયા પડયા તે નર પછડાયા છરમાં ગયા ઘુંદાઇ—ધરો૦
લંકા સરખો ગઢ દુર્ઘટ ને સમુદ્ર સરખી ખાઇ,
લંકપતિ પણ લંક ન લાગ્યો રણમાં ગયો રોળાઇ;
હિરણ્યાક્ષને હિરણ્યકશ્યપ, જબર જંગ બે ભાઈ,
નરસિંહ રૂપે નખે વધેર્યા માને ગયા મરડાઇ—ધરો૦

# પ્રવેશ ૬ ઠો.

---

( સ્થળ હસ્તીનાપુર ) પાત્ર દુર્યોધન સભાસદો
પછીથી વિદુર, પાંડવો )

**દ્વારપાળ**--મહારાજ વડીલ વિદુરજી પાંડવો સહીત અત્રે પધારે છે.

**દુર્યોધન**—અહો ઘણી ખુશીની વાત, મામાશ્રી તેમને આદર માનથી આસન આપો.

**શકુની**—પધારો, પધારો, ધર્મરાજ બીરાજો આ આસને.

**ધર્મરાજ** / **ભીષ્મ**—પિતાજી ધૃતરાષ્ટ્ર આપ ધર્માત્મા વડીલોને પાંડવોના પ્રણામ

**ધૃતરાષ્ટ**—કલ્યાણ ધર્મવીર પુત્ર પાંડવો તમારૂ સદા કલ્યાણ.

**નાચ.**

**ધર્મરાજ**—કંદહાર રાજ શકુની અને સભાસદો પિતાજી ધૃતરાષ્ટ્રનુ વચન પાળવા માટે માત્ર હુ પાંચજ દાવ રમીશ.

**શકુની**—ધર્મરાજ ! તો કહો પ્રથમ આપ દાવમા શી રીતે કરો છો.

**ધર્મરાજ**—મેં જે જે કંઇ દાન પુન્ય કર્યું છે તે બાદ કરતાં મારી સર્વ રાજસંપત્તિ દાસદાસી તમામ શર્તમાં મુકુ છું.

**દુર્યોધન**—જેટલી તમે શર્ત કરો છો તેટલીજ હુ શર્ત કરૂંછુ

**શકુની**—ઉદાર ચિત્ત ધર્મરાજ પ્રથમ તમેજ પાસા ફેંકો, પોબાર પડયા તો અમે જીત્યા; કાચા બાર પડયા તો તમે જીત્યા.

**ધર્મરાજ**--અસ્તુ, ભગવાન ગોપાળ કૃષ્ણ સર્વદા પાંડવોની લાજ તમારે હાથ છે જીતીશ તો હર્ષ નથી, હારીશ તો શોક નથી, પરમાત્મા સત્યમેવ જયતે.

**શકુની**—હા જુઓ જુઓ ધર્મરાજ પોબાર, ગણો હવે તમે ખુશીથી પોબાર.

**ધર્મરાજ**--ગાંધાર રાજ શકુની શા માટે ગભરાઓ છો, ઉતાવળા થાઓ છો, હજુ તો ચાર દાવ બાકી છે.

**દુર્યોધન**--ધર્મરાજ! પણ હવે ચાર દાવ પુરા કરવા જેવુ તમારી પાસે શુ છે ?

**ધર્મરાજ**—આ સંસારની શોભારૂપ મારા બે ભાઇઓ નિકુળ સહદેવને હું શર્તમા લાવુંછું કેમ ભાઈ નિકુળ સહદેવ

**સહદેવ**—આજ્ઞા વડીલની પાળવા તૈયાર છું ભાઇ;

**નકુળ**—નીજ ધર્મને સંભાળવા તૈયાર છું ભાઇ.

**શકુની**—ઠીક તો નાખો દાવ ચારને એક પાંચ પડયા તો અમે જીત્યા ત્રણને એક ચાર પડયા તો તમે જીત્યા.

**ધર્મરાજ**—ચિંત્તા નહીં જેવી પરમાત્માની મરજી સહી.

**દુર્યોધન**—હાં જીત જીત જુઓ ચારને એક પાંચ અમે જીત્યા

**ધર્મરાજ**—ગઇ પુન્યાઇ કયાં પાંડુને કુતા માતની,
ગતી આવી થશે શું હાયરે સતકર્મની.

**અર્જુન**—પ્રભુ જોયું સાહસનુ પરિણામ આ,
થયું ધર્મ સાહસથી કલ્યાણ આ.

**ધર્મરાજ**—નહી ધર્મ છોડુ જતાં પ્રાણ આ,
અરે સખ્ત હૈયા તું પાષાણ થા.

**અર્જુન**—ભાઈ શોક ન કરશો,
હાજર છીએ હુકમને સદા બંધુ તમારા;

નથી તમ વચનથી વિશેષ કદી પ્રાણ અમારા,

**ભીમસેન**—ભલે વેચો વેચાવો કે લઈ લ્યો પ્રાણ અમારા;
તમારા હુકમ ખાતર શત્રુના ગુલામ થનારા.

**ધર્મરાજ**—ભ્રાતા ભીમ અર્જુન ? કર્મ સંજોગે આજે હું તમને શર્તમાં લાવું છું, જો હાર્યો તો હંમેશને માટે તમારાપરથી વડીલપણાનો હક ઉઠાવું છું. ગાંધારરાય શકુની? ત્રીજા દાવમાં ભાઈ અર્જુનને ભીમ, કહો દાવનો નીમ.

**શકુની**—જ્યાં સુધી તમે જીતો નહીં ત્યાં સુધી દાવ તમારેજ નાખવા. છ ચાર દશ પડયા તો જીત અમારી, છ ત્રણ નવ પડયા તો જીત તમારી, ચાલો ફેંકો દાવ.

**ધર્મરાજ**—પરમાત્માની જેવી કૃપા. ( પાસા ફેંકયા )

**દુર્યોધન**—હા જીત્યા જીત્યા જુઓ છ ચાર દશ અમે જીત્યા.

**ધર્મરાજ**—હાયરે ? નિર્ભાગી ધર્મ, હાયરે ફુટયા કર્મ.
ન જાણ્યું રાવણે જે જાનકી છે રામ રાણી;
ન જાણ્યું રામચંદ્રે હેમનું કદી હોય પ્રાણી.
બળીરાયે ન જાણી વામનાની મર્મ વાણી,
ન જાણ્યું ધર્મ તેં જુગાર નાશની નિશાની.

**દુર્યોધન**—ઠીક ધર્મરાજ હવે ચોથા દાવમાં પધારો આપ.

**ધર્મરાજ**—ચિંતા નહિ હજી હું જીવંત છું. દાવ પુરો કરવા નિશ્ચીત છું. હા કનિષ્ટ બંધુને પ્રથમ દાવમાં મુકી હવે હું નિર્ભાગ આ દેહ ઉપરજ ખેલુંછું દાવ, બોલો શર્તનો ઠરાવ.

**શકુની**—ધર્મરાજ ! તમે બોલો.

**ધર્મરાજ**—છ ત્રણ નવ પડયા તો જીત અમારી સર્વ ગએલું

પાછું મેળવું, અને ત્રણ ત્રણ છ પડયા તો જીત તમારી હું પોતે તમારો દાસ થઇને રહું.

**શકુની**—વારૂ તો નાંખો પાસા

**ધર્મરાજ**—જય ભગવાન કૃપાનિધાન ( પાસા નાખે છે )

**દુર્યોધન**—હા જુઓ જુઓ ત્રણ ત્રણ છ પડયા, જીત અમારી.

**દુશાસન**—ધર્મરાજ ઉતારો મુકુટ થઇ જાઓ અમારા દાસ સેવક ખાસ ?

**શકુની**—હા કહો કહો પાંચમો દાવ પુરો કરવાનો હવે શું છે વિચાર ?

**દુર્યોધન**—બોલાવો દ્રૌપદી નાર

**ધર્મરાજ**—ધિક્કાર ધિક્કારરે પાસા ! પાસા ! નિરાશા ! નિરાશા.

**દુર્યોધન**—ચાલો ધર્મરાજ હવે દ્રૌપદીને શર્તમા ધરો; પાંચમો દાવ ખેલી તમારો કોલ પુરો કરો.

**ભિષ્મ**—હદ હદ બંધુ ધૃતરાષ્ટ્ર હદ, પુત્ર પ્રેમને વશ થઇ આ મુર્ખના કહેવા પ્રમાણે કંઇ પણ ન કરો, તોફાની સાગરમાં સાહસ કરી કુદી ન પડો.

**ધૃતરાષ્ટ્ર**—ભાઈ શાન્તિના સ્થાનનો આરામના મકાનનો આ નાદાન હાથે કરી નાશ કરેછે. પોતાના હાથેજ પોતાના પગ કુહાડાથી ચીરેછે.

**વિદુર**—મહારાજ ધૃતરાષ્ટ્ર આ દુષ્ટ શકુની મહા ખુની મહા ઝનુની છે. સમજો એ મીઠી છુરી છે કૌરવ વંશને માટે એની નીયત મહા બુરી છે. ઉપરથી હંસ પણ અંદરથી કાગ છે. ઉપરથી ગાય પણ અંદરથી વાઘ છે.

**દુર્યોધન**—ભગતડા તું ચાહે તે કહે પણ આ વીર સુયોધન પોતાનો સ્વાર્થ સિદ્ધ કર્યા શિવાય કદાપી નહીં

રહે. અધર્મિ જા શત્રુને શરણુ જા, મારા રાજની હદ બહાર થા.

**વિદુર**—ભલુ થાત જો ગર્ભમાં નાશ થાતે;
ન માતા તણી કુખ તારી લજાતે.
ભલે જન્મ્યો જો હોત પાષાણુ પાપી;
સદા વસ્ત્રને ધોત ધોબી તથાપી.

**ધર્મરાજ**—પિતાજી વિદુર શાન્ત શાન્ત.
ભર્યા અંગારમાં જળની ધારા દેવાથી શું;
પાપીને ધર્મના શ્લોકો સારા કહેવાથી શુ.
ઘુવડને સુર્યના ઉજાશથી દેખાશે શુ;
ઘડો માટીનો જે ફુટેલ તે સધાશે શું.

**શકુની**—ધર્મરાજ ! એમ વડાઈની વાતો કરવામા શુ છે વળનાર; પાંચમો દાવ પુરો કરવાનો શુ છે વિચાર.

**ધર્મરાજ**—વિચાર વિચાર મન પાંચમા દાવનુ કરજ શી રીતે વાળીશ ? તારો કહેલો બોલ શી રીતે પાળીશ. ?

**દુર્યોધન**—પાળવાનો તો સહેલો ઉપાય છે; દ્રાૈપદી જેવુ આં ધન પાસે છતાં શા માટે ગભરાય છે ?

**ધર્મરાજ**—હા હું હતભાગ્ય આ દુષ્કર્મ કરૂ છું. પરમ પવિત્ર ધર્મને ખાતર પાંચાળ કિશોરી કમળાગૌવરી સતી દ્રાૈપદીને દાવમાં ધરૂંછું.

**ભીમસેન**—હાં હાં ભ્રાતા હાં.

**અર્જુન**—શાંન્ત શાંન્ત બંધુ શાંન્ત.

**શકુની**—વા' વા' સત્યવાદી મહારાજ ધર્મ ચાલો પાસા હાથ લ્યો. પોબાર પડયા તો જીત અમારી કાચા બાર પડયા તો જીત તમારી ચાલો ફેંકો

**ધર્મરાજ**—હે સત્યના સહાયકાર કૃષ્ણ પરમાત્મા અમારી

લાજ તમારે હાથ છે.

**દુર્યોધન**—એ હા જીત જીત જુઓ પોબાર, લાવો દ્રૌપદી નાર

**સર્વ**—રે ધિક્કાર ધિક્કાર !

**દુર્યોધન**—રે દાસી પુત્ર વિદુર, સાવધાન જેના તું વખાણ કરતો હતો જેને તું અતિષે વહાલા ગણતો હતો તે આ પાંડવોની પાપીણી સ્ત્રી દ્રૌપદીને એકદમ મારા હુકમથી મારી રૂબરૂ લાવ, મારી દાસી બનાવ.

**સર્વ**—ધિક્કાર ધિક્કાર.

**ભીમસેન**—હા હૃદય આ તિક્ષણ શબ્દ સાંભળવા એકદમ વજ્ર થા, ઓ રાક્ષસ રૂધીરની તરશી ગદા ધીરી થા ધીરી થા. આંખ એકદમ બંધ થા, ક્રોધાગ્ની શાંન્ત થા. હા બધુ ધર્મ આશું અધર્મ.

**અર્જુન**—શાંન્ત શાંન્ત ભ્રાતા ભીમ શાંન્ત એક પણ શબ્દ બોલવાનો હાલ સમય નથી.

**ભીમસેન**—ભાઇ અર્જુન ? હેં હુ કયાં બોલું છું. અરે બોલું તો શું પણ આમારૂ કાળું મોં ઉંચું પણ કયાં કરી શકુછું. અરે જોઈ પણ કયાં શકુંછું.

**દુર્યોધન**—કયાંથી જોઈ શકો ! હુ મદારીના તમે મરકટ હેવાન છો, જુગારમાં જીતાયલા મારા દાસ ગુલામ છો.

**ભીમસેન**—હાયરે દૈવ આતે શબ્દ કે કોઇ વજ્ર પાષાણ

**ભીષ્મ**—રે ઓ ચંડાળ દુર્યોધન પાંડવરૂપ પાંચ ફણાવાળો વિકરાળ ઝેરી વ્યાળ તને ડશ દેવા તારા માથાપર ટાંપી રહ્યો છે. જો જો કરાળ કાળ તેમના હૃદયમાં કોપી રહ્યો છે. હવે તું સુખની આશા ન

રાખીશ, નક્કી થોડા સમયમાં તું મોતનો સ્વાદ ચાખીશ.

**દુર્યોધન**—તેની ચીંતા નહિ, વિર દુશાસન, જુગારમાં જીતાયલા પાંડવો આપણા દાસ છે; આ સર્વ સભા ઉદાસ છે. માટે જા જલદીજા દુષ્ટા દ્રૌપદી જે સ્થાનમાં જે હાલતમાં જ્યાં બેઠી હોય ત્યાંથી એકદમ તેના કેશ પકડી સભા વચ્ચે લાવ્ય મારી દાસી બનાવ્ય.

**દુશાસન**—આજ્ઞા મહારાજ જાઉછું. એ પાંચ પતીની સ્ત્રી કુલટા દ્રૌપદીને હુકમ પ્રમાણે બળાત્કારથી પકડી સભામાં લાવુંછું.

---

## પ્રવેશ ૭ મો.

---

( સ્થળ ભાનુમતીનું અંતઃપુર—દ્રૌપદી તથા દુશાસન )

**દ્રૌપદી**— ગાયન.

અરજ સ્વીકારો સ્નેહી શામળીઆ
સહાય થજો શ્રી મુરારીરે
રાજ સભામાં રાજ સિધાર્યા
વચન વડીલનું પાળીરે
કેમ થશે કાંઈ ચેન પડે ના વ્યાકુળ થઇ મતિ મા'રીરે,
કપટી કુટીલ છે કૌરવ રાજા સ્વામી સત્યાચારીરે.
દાવ ખેલતાં હે દીન બન્ધુ રાખજો લાજ હમારીરે,

**નેપથ્ય**—ધિક્કાર ધિક્કાર કૌરવોને હજારવાર ધિકાર.

**દ્રૌપદી**—અરે આશું શુંન્યકાર ?

**દાસી**—દેવી દ્રૌપદી મહા શોકના સમાચ ર, પાંડવો હાર્યા જુગારમાં દ્રૌપદી નાર.

**દ્રૌપદી**—હા આણુ ધર્મ, હાયરે ફુટયાં કર્મ.

**દાસી**—સતી સાવધાન પોતાનું પતિવ્રત પાળો, શિયળ સંભાળો, જુઓ તે દુષ્ટ દુશાસન એકદમ આપના તરફ ધસી આવે છે. કોણુ જાણે દૈવ શું ચિત્ર બતાવે છે.

**દુશાસન**—રે પાંડવ જેવા પાંચ પતીની કુલટા સ્ત્રી ચાલ સાવધ થા, લાજ તજી કુરૂવંશી મહારાજ દુર્યોધનની પ્રેમ પાત્ર થા, ચાલ સભામાં આવવા તૈયાર થા.

**દ્રૌપદી**—અરે કોણુ છે તુ કુલાંગાર, પ્રતાપી પાંડુ કુમારના અર્ધાંગ તરફ આડી નજરથી જોનાર; આવા નીચ શબ્દ કહેનાર.

**દુશાસન**—વીર દુર્યોધનનો હું છું ભાઇ; ચાલ સભામાં ત્યાં જાહેર થશે તારી અને મારી સગાઇ.

**દ્રૌપદી**—ઓ નીચ કસાઇ તને જોઇ આ ગાય કંપાય છે, જો જો દેહ થરથર ધ્રુજાય છે.

**દુશાસન**—હા હા ભાઇનો હુકમ બજાવું છું. કસાઇ કેવો છું તે ચાલ સભામાં બતાવું છું.

**દ્રૌપદી**—અરે નહિ નહિ રે પાંચ મહા બલી પાંડવ વીરો તમારી ધર્મપત્નિ આજે હું કોને શરણે જાઉં, કયાં છુપાઉં.

**દુશાસન**—મહારાજ દુર્યોધનને શરણે, બીજા કોને ? નિર્માલ્ય પાંડવોમાં હવે તને શી પ્રીત છે જે તદ્દન નિર્વિત છે.

**દ્રૌપદી**—નિર્વિત છે પણ મારા ચિંતામણી છે એ;
ભર્તાર મારા શીરના સાચા મણી છે એ.
સંપત્તિમાં વિપત્તિમાં સાચા ધણી છે એ;
મારા કિરતાર જગદાધારતો સાચા ધણી છે એ.

**દુશાસન**--નાદાન નહી માનીશતો એકદમ બળાત્કારથી લઇ જઇશ.

**દ્રૌપદી**—હા જુલમગાર શું વડીલ ભાઇની ઓપર બળાત્કાર.

**દુશાસન**—હા બળાત્કાર પાંડવો તારા વર છે તો અમે દેવર છીએ, તેઓ હારી ગયા દાસ થયા તો તારા પર હક અમારો છે, માટે હઠ છોડી ચાલ, મહારાજ સુયોધનનો હુકમ ઉઠાવ, તારા તેજોમય શરીરથી સભામંડપને શોભાવ.

**દ્રૌપદી**—જે તેજથી લંકેશનું નિર્મુળ થઇ ગયું;
જે તેજથી મુખ નારદનું કાળું થઈ ગયુ.
જે તેજથી દૈતોનું નિકંદન વળી ગયું;
તે તેજમાં જો કૌરવનું કુટુંબ સળગી રહ્યું.
અરે પાંડવ પત્નિ જે માતા સમાન તારી
ભાભી તેના પર આવી નીચ નજર પાપી.

**દુશાસન**—પાપી કહે અથવા કહે ચાહે ભલે પુંન્યાત્મા;
છોડવાનો છે નહીં તુજને આ અંતર આતમા
માન માન ઓ હઠીલી ઓ માન, નહીંતો મહા દુ:ખી થઇશ—

**દ્રૌપદી**—રજસ્વળા છું રહી વસ્ત્ર એકે;
થા કંઇ દયાળુ સમજી વિવેકે.
શરીર જેનું નવ દેવ દેખે;

તેને અરે શું દુર્બુદ્ધી પેખે.
શાને સતાવે સતી શુદ્ધ નારી;
પાંડવ પ્રીયા દ્રૌપદ રાજબાળી

**દુશાસન**—જા માની માની અબળા ગુમાની;
થા શિઘ્ર તું કૌરવ રાજ રાણી.
જે ચાહે તે ભોગવ ભોગ ભાવે.
પ્રસંગ આવો કદીએ ન આવે.

**દ્રૌપદી**—આવે કદી કાળ અકાળ મારો;
થાએ કદી પીંડથીપ્રાણ ન્યારો.
સ્વપ્ને સતીના કદી એમ ધારે;
બીજો પતિ ના વરવા વિચારે.

**દુશાસન**—બીજો નહી પણ પતિ પાંચ તારા; તું પાંચ કેરી સુપ્રસિદ્ધ દારા.

**દ્રૌપદી**—પાપી સહું શી રીત શબ્દ તારા,
છે પાંચરૂપે પતિ એક મારા,
આ જન્મમાં ને પરજન્મમાં એ,
દુખે સુખે રાન વિરાનમાં એ;
પાંચ રૂપે પતિ એક મારા;
આ પાર્વતીથી નહીં શીવ ન્યારા.

**દુશાસન**—ચુપ કર દુષ્ટા મારી આજ્ઞા કબુલ કર, સભામા આવી વીર સુયોધનથી લગ્ન કર.

**દ્રૌપદી**—રે પાપી હું રજસ્વળા એક વસ્ત્ર તેનાપર આવુ મહા કષ્ટ.

**શાસન**—દુષ્ટા દ્રૌપદી તું રજસ્વળા હો, એક વસ્ત્ર હો યા નગ્ન હો જુગારમાં તું જીતાઇ ગઇ છે અમારી લુંડી થઇ છે.

**દ્રૌપદી**—હા કિરતાર દ્રૌપદ નંદિની ચક્રવર્તિ મહારાજ પ-

મેંની ધર્મપત્નિ તે શું પાપી કૌરવની લુડી !

**દુશાસન**—કિરતાર ક્યાં છે ! તારા ભરથાર તને મદદગાર નથી તો કિરતાર શું કરનાર છે ?

**દ્રૌપદી**—સજ્જનનું પાલન; તારા જેવા દુષ્ટોનું તાડન, સ્વધર્મનું મંડન, અધર્મનું ખંડન કરનાર પાંડવોનો પક્ષકાર શ્રી કૃષ્ણ પરમાત્મા હાજરા હજુર છે.

**દુશાસન**—ચુપ ચુપ એ કાળો કૃષ્ણ શું કરનાર છે ?

**દ્રૌપદી**—રે જો જો કુલાંગાર, પૃથ્વી તારા પાપકર્મથી લજાઇ છુપાઇ જાય છે. જો જો સુર્ય તારા અનાચારથી નિસ્તેજ દેખાય છે.

**દુશાસન**—અરે તારા હાથ આવવાથી કૌરવ કુળનો સુર્ય મને તો ઓર પ્રકાશમાન દેખાય છે. તું નથી માનતી તો જો આ તારા કેશ શાહુ છું. મુવેલા જાનવરની માફક તને ધુળમાં રગદોળાતી પથ્થરપર પટકાતી સભામાં ઘસડી જાઉ છુ.

**દ્રૌપદી**—રે રામ કૃષ્ણુ—

---

## પ્રવેશ ૮ મા.

---

( સ્થળ દ્વારીકાં કૃષ્ણુ ભગવાનનુ શયનગ્રહ. )

કૃષ્ણુ, રૂક, સત્ય.

**સત્ય—રૂકમણી—** **ગાયન.**

સ્વામી સેજથા, હવે જાગો શ્રીહરી,
પ્રભુ દર્શને અધીરી સર્વે સુંદરી;
મનહર શ્રી મોહનની ઘનસ્યામ મૂર્તિ
જોઇને મોહીએ સુંદર શ્યામ સુર્તિ,

અજબ મુરલી મંત્ર માંહય;
ઘેલી કરી સકળ વામ,
દેવ મંગળા કરી, હવે જાગો શ્રી હરી.

**કૃષ્ણ**—અધર્મ અધર્મ મહા અધર્મ. પાપી કૌરવોનો મહા અધર્મ.

**સત્યભામા**—ખમા ખમા પ્રભુને ખમા.

**રૂકમણી**—પ્રભુ આમ અચાનક સંતાપ એવી શુ છે વાત!

**કૃષ્ણ**—ન પુછો ન પુછો મહા શોકની છે વાત.

**રૂકમણી**—પ્રભુ એવું તે શું છે.

**કૃષ્ણ**—મારા ના કીધા છતાં ધર્મરાજ જુગાર રમ્યા જુગારમાં સતી દ્રૌપદી હાર્યા.

**રૂકમણી**—હેં ?

**કૃષ્ણ**—હા મારી વ્હાલી બેન પ્રાણાધાર સખી દુખી થાય છે પાપી કૌરવોના હાથે તે પીડાય છે.

**રૂકમણી**—અરે રે કેવો જુલમ!

**કૃષ્ણ**—હા પાપી દુશાસન તે સતીની લાજ લેવા ધારે છે તે મહા સતી મને સંભારે છે.

**રૂકમિણી**- હા પ્રભુ સમય સભારો જાવ જાવ તે સતીને દુખથી છોડાવો.

**કૃષ્ણ**—આવુછું આવુછું બેન દ્રૌપદી તારી વ્હારે હાલ આવુછું.

**સત્ય**—પ્રભુ આભુષણ તો સજો.

**કૃષ્ણ**—શી રીતે ભુષણ સજુ અત્ર નથી અવકાશ,
જઇ સતીનુ સંકટ હરૂ હું શર્ણાંગત દાસ.

## પ્રવેશ ૯ મો.

---

( વિદુરાશ્રમ. )

**વિદુર**--માનવ દેહનું શું અભિમાન,
હતો જ્યારે ગર્ભમાં તવ રે'તો તો માટીમા;
આવ્યો જવ બહાર ત્યારે સુતોતો ખાટીમાં.
ખેલતો તો આંગણુમાં તવ ખાતોતો વાટીમાં.
બન્યો જ્યાં કુમાર ત્યાં ચિત્ત ગયું પાટીમાં,
આવી જુવાની તવ મન રાખ્યુ આંટીમાં,
રીઝયોદીન રાત રંગે જુવતીનું ચાટીમાં.
થયો જવ વૃધ ત્યારે ચિત્ત ચોટયુ લાઠીમાં,
આવ્યો જવકાળ ત્યારે મળી ગયો માટીમાં.
આહા કાળ કાળનુ કામ કરતો જાય છે. મનુષ્ય જીવન ખાલી જાય છે આહા મુર્ખ લોકને એ મહા જ્ઞાન સમજાતુ નથી અસંખ્ય દોલત મળવા છતાં લોભીના મનનુ સમાધાન થતુ નથી. હા દુષ્ટ કૌરવો એ પાડવોની અસખ્ય સંપત્તિ હરી અરે એટલુજ નહી પણુ તે ધર્મ પરાયણુ સાધવી સતી દેવી દ્રૌપદીની શી દુર્દશા કરી અરે પાંડવો જે મહારાજ છત્રપતિ તેની આજે કેવી થઇ દુર્ગતિ.

**સ્રી**—નાથ જુઓ જુઓ આ પ્રકાશ શાનો ?

**વિદુર**—અહો આતો ઉગ્રસેનના દોહીત્ર પાંડવોના પરમમિત્ર કૃષ્ણુ ભગવાન પધારે છે ધન્ય પ્રભુ ધન્ય મહારાજ પ્રભુ પ્રણુામ.

**કૃષ્ણુદેવ**—પ્રણુામ મહાત્મા વિદુર પ્રણુામ.

વિદુર—પ્રભુ અચાનક આપના દર્શનનો લાભ ! અમારા અહો ભાગ્ય.

કૃષ્ણદેવ—ભક્ત રાજ હસ્તિનાપુરના શુ સમાચાર છે કૌરવ સભાનો કેવો કારભાર છે.

વિદુર—પરમાત્મન આપ અંતર્યામી છતાં સતી દેવી દ્રૌપદી દુખી થાશે તો પછી આપના ગુણ દુનિયામાં કોણ ગાશે.

કૃષ્ણદેવ—ભક્તરાજ ! ભગવાનનો ખરો ભક્ત કોઇ દીવસ દુખી થયો નથી, થશેનહી અને કદી થનાર પણ નથી.

વિદુર—પ્રભુ પાપી કૌરવોએ મહા જુલમ કર્યો છે સતીને સભા વચે ખેચી આણવાનો દુષ્ટ દુશાસનને હુકમ કર્યો છે.

કૃષ્ણદેવ—ભક્તરાજ ! એ સર્વ વાત મારા સમજવામાં છે હવે હું એકદમ સભામાં જઇશ; દ્રૌપદીને એકદમ દુખથી છોડાવીશ.

વિદુર—હાં હાં મહારાજ પણ અમારો અતિથી સત્કાર.

કૃષ્ણદેવ—ભક્તરાજ હમણા મને અન્ન જળનો કયાં છે અવકાશ, તે સતીના દર્શન વિના આત્મા છે ઉદાસ.

વિદુર—નહિ નહિ પ્રભુદાસની અરજ દીલમાં ધરો કૃળા હાર લઇ સુખે સભા તરફ પ્રયાણ કરો

કૃષ્ણદેવ—ભક્તરાજ જો તમે તેમજ પ્રસન્ન હોતો તેમ કરો પણ જલ્દી કરો.

વિદુર—( કેળાનો ગર્ભ ફેંકી દઈ છાલ દઇ ) પ્રભુ આ તુચ્છ ભેટ છે

કૃષ્ણદેવ—અંતરના અતિષય પ્રેમથી મળેલાં આ છોડાં પચામૃત કરતાં પણ વધારે શ્રેષ્ટ છે.

**વિદુર**—પ્રભુ કેમ કંઈ સ્વાદીષ્ટ છે ?

**કૃષ્ણદેવ**—ભક્તરાજભાવથી મળેલી ભેટ મને અત્યંત ઈષ્ટ છે વિદુરજી હાં એક ક્ષણ પણ વિલબ થાય તે મારાથી નહી સહેવાય.

**વિદુર**--પધારો પ્રભુ. જે મહારાજ જે પ્રભુ.

---

## પ્રવેશ ૧૦ મો.

( સ્થળ હસ્તિનાપુર કૌરવ સભા વસ્ત્રાહરણ. )

**દુર્યોધન**—હા કયાં છે, કયાં છે, તે દુષ્ટા દ્રૌપદી ?

**દુશાસન**—ઉભી છે સભા બહાર એ કહેવાતી સતી.

**દુર્યોધન**—બસ બસ તેને એકદમ અ દર લાવો, સર્વ સભા વચ્ચે તેની લાજ લુંટાવો.

**દુશાસન**—આજ્ઞા મહારાજ

**દુર્યોધન**—ચાલો જેને નરૂચે તે નિકળો બહાર આજે એ રંડાને સભા વચ્ચે પાંડવોની નજર આગળ નગ્ન કરીશ; પછી તેની સાથે હું મારા લગ્ન કરીશ.

**દ્રૌપદી**—હા કયાં છે કયાં છે પુન્યાત્મા પાંડવ પતિ ?

**દુશાસન**—ચાલ આગળ થા સાધવી સતી જો સામે ઉભા દુર્યોધન તારા પતિ.

**દ્રૌપદી**—રે અનિતિ અંગારથી આ સર્વ સભા સળગી જાઓ. પિતાજી ભિષ્મ દ્રોણ આપ જરા તો લજાઓ. આવી છે પુત્ર વધુ આપની રજસ્વળા યહાં; નિતિ ન્યાય ધર્મ કુળાચાર આપનો ગયો કયાં. દાદાજી ભિષ્મ પિતા ધૃતરાષ્ટ્ર તમારી પુત્રવધુ પર આ કોપ કરવો છાજે સભા વચ્ચે પુત્રીની લાજ લુંટાતા પિતા ન લાજે.

**ભિષ્મ**—હા ધર્મ મહા અધર્મ કર્યો. જુગારથી અમારો એક પણ ઉપાય ન રહ્યો.

**દુશાસન**—જારીણી અસતિ દુષ્ટા દ્રૌપદી તું ચાહે તેટલો વિલાપ કર સંતાપ ધર તેથી શું વળશે. મહારાજ દુર્યોધનના હુકમ વિના તું કેમ છુટશે !

**દુર્યોધન**—શાહાબાશ, શાહાબાશ વીર દુશાસન શાહાબાશ છે તારી હિંમતને રંડા દ્રૌપદી તારી સર્વ વિપત્તિ ટાળવાનું સાધન માત્ર એક હુંજછું. માટે મારે સ્વાધિન થા, નિર્બળ પાંડવોનો પ્રેમ છોડી મારી આજ્ઞાને આધિન થા.

**દ્રૌપદી**—રે કુલાંગાર આ તારા કેવા નીચ વિચાર. રે આત્મઘાતી કુરૂવંશનો કાળ કરનાર કુટીલ કૌરવ દુરાત્મા દુર્યોધન આ તારી વજ્ર વાણીનો ભાર વસુધરા ઝીલી શકતી નથી. જો જો તે કંપાય છે, રસા રસાતાળમાં જવા ચાય છે. હા જે સ્થાનમાં ધર્માત્મા સજ્જન નિરાધાર અબળાજન દુખી થાયછે જે રાજ્યમાં અધર્મના હાથે ધર્મનો નાશ થાય છે. અન્યાયના હથીયારથી નિતિ ન્યાયનુ ખુન થાય છે તે રાજા તે રાજ થોડાકાળમાં નિર્મુળ થાય છે. હા પરમપુજ્ય પિતા ભિષ્મ ગુરૂ દ્રોણ કૃપાણ ગુરૂ કૃપા ચાર્ય આપ શું કહો છો દીકરીની આ દશા જોઇ આપ કેમ ચુપ રહો છો.

**ભિષ્મ**—શું કહેવું તે સમજાતું નથી; દીકરી તારૂં દુખ અમથી જોવાતું નથી; હૃદય શોકથી સમાતું નથી મોંથી કંઇ બોલાતું નથી.

**દ્રૌપદી**—રે પતિ ધર્મ આ શું અધર્મ રે જુગારને તેના રમનાર ધર્મભર્તાર આપ પોતેજ ધર્માવતાર.

**ધર્મરાજ**—દેવી ! રોશ ન કરો વિધાતાજ વાંકી થઇ, બાજી સર્વ હાથથી ચાલી ગઇ.

**દ્રૌપદી**—અહો પિતામહભિષ્મ તથા સભાજનો ધર્મરાજ પ્રથમ પાંડવો જુગારમાં હરાયા કે હું હરાઇ જો પ્રથમ પાંડવો હરાયા તો તેમને મને શર્તમાં મુકવાનો હક રહ્યો નહીં. મને તેનો ન્યાય આપો આપ ધર્માત્મા સત્યવાદી પોતાની કિર્તિ અખંડ સ્થાપો.

**ભિષ્મ**—બેટા દ્રૌપદી માણુસને સ્ત્રી ધનની જુગારમાં શર્ત કરવાનું શાસ્ત્રમાં મના છે તથાપી સતી સતી ધર્મ શું કહે છે પતિ સુખી વા દુખી સ્વતત્ર વા પરતંત્ર શ્રીમંત વા રંક ચાહે તે સ્થીતિમાં હોય તોપણુ કુળવધુએ સ્વામીની આજ્ઞામાં રહેવું એ શ્રેષ્ટ સ્ત્રી ધર્મ છે. તારા જેવી સાધવી સતીનુ સત કર્મ છે બેટા આ સર્વ કપટ નાટક દુખ દાયક છે તથાપી તારે ધર્મની આજ્ઞામાં રહેવુ એપાંડવ કુળને કિર્તિ દાયક છે.

**દ્રૌપદી**—હા દૈવ ! પિતાજી શું આપ પણુ એમજ કહેશો !

**ભિષ્મ**—રે રાજા દુર્યોધન ! તેં નિર્દોષ રજસ્વળા સતીને સંતાપીએક વસ્ત્રભેર સભામાં આણી એ મહા અન્યાવ છે.

**દુર્યોધન**—શું ! દ્રૌપદીને એક વસ્ત્ર રજસ્વળા સભામાં આણીએ મહા અન્યાય છે ! તો સાંભળો સાંભળો આ કયાંનો ન્યાય છે. પતિ એક સ્ત્રીને કહ્યો નીતીમાં પતિ પાંચ પુરા એ કુલટા સ્ત્રીના સતી શેની વેસ્યાથી એ છે અધિક, લુટો લાજ તેની ધરો કોની બીક.

**ભીમસેન**—હા ગદા ગદા !

ગદા શું ગદા બાયલા હાથ ધારે;
કહી આપદા આપદા સ્ત્રી પુકારે.

**દ્રૌપદી**—અરે છત્રરૂપી પતી પાંચ મારે; છતાં સ્વામી
શેના ચડે મારી વારે.

**ભીમસેન-હા લાચાર**—હાથ જલદી કરે જીભ તુજ કાપવા,
દીન છું ધર્મનો શબ્દ ઉથાપવા

**દ્રૌપદી**—પતી ધર્મ રે શું રહ્યા ધર્મધારી
કરી ધર્મથી આપે આ શી ખુવારી.
પતિ ભીમ શું દીનતા ધારી બેઠા,
જીતી ભીમ યુદ્ધો ધર્યા હાથ હેઠા.

**ભીમસેન**—હણું હાલ હું અંધના અંધને,
તથાપી ડરૂ ધર્મના બંધને;
સતી જાણું સ્ત્રી સ્વામી સબંધને,
કર્યો દીન આ ધર્મના બંધને,
સુણે કોઈના દીન ફરીયાદને,
તો દુખે કરી કૃષ્ણને યાદ લે.

**દ્રૌપદી**—હા કોઈ નથી સભામાં મારૂ હવે કોઈ નથી.

**ભીમસેન**—હા બધુ ધર્મ આ શુ દુસ્કર્મ. અરે જુગારીને ત્યાં વેશ્યા સ્ત્રી હોય છે છતાં તેને તે જુગારમાં ધરતો નથી પણ તમે તો પ્રાણપ્રીયધર્મ પત્નિને પાંડવોની સૌભાગ્ય લક્ષ્મીને જુગારમાં ધરી મોટી અપકિર્તિ કરી બંધુ શું કરૂ આજ્ઞાધિનછું વધારે બોલવાને દુખીછું દીન છું નહીંતો હમણાંજ તે બકવાદ કરતા મિથ્યાવાદીની જીભ ખેચી કાઢત તે દુષ્ટનો હાથ ધરી તેને જમીન સાથે કચરી નાંખત.

**અર્જુન**—હાં હાં બળસાગર ભીમ નીમ ન તોડો. ક્રોધ ન જોડો.

**ભીમસેન**—હ્રદય આ ભડભડે તન આ તરફડે,
આ ગદા ગડગડે શત્રુ શીરે પડે.

**અર્જુન**—હાં હાં ભ્રાતા ભીમ ઉતાવળા થઇ સાહસ કરો નહિ. શત્રુમાં હાંસીપાત્ર ઠરો નહી મહારાજ ધર્મરાજે જે કંઇ કર્યું છે તે વિચારીનેજ કર્યું છે અવશ્ય એથી આપણુ અંતે કલ્યાણ છે.

**ધર્મરાજ**—ભ્રાતા ભીમ અર્જુન ! અત્યંત દુઃખ વેઠીને પણ ધર્મ જાળવવો એ ધર્મનો વિનય છે અંતે સત્યનોજ વિજય છે.

મર્યાદા તજી સિંધુ જાય ઉલટી, આકાશ તુટે કદી
વાયુ વાય પ્રચંડ જો પ્રલયનો કે ઉલટી વહે નદી.
અંગારા વરસાવશે કદી રવી બ્રંહ્માડ ગોળા પરે,
તોએ ધર્મ ન સત્ય ધર્મ તજીને બોલ્યુ અબોલ્યું કરે.

**ભિષ્મ**—ધંન્ય હો ધંન્ય ધર્માત્મા, ધર્મ, ધન્ય તમારા ટેક ને ધન્ય છે પાંડવોના વિવેકને.

**દુર્યોધન**—દુશાસન કેટલીવાર એ રંડાના વસ્ત્ર ખેંચી નગ્ન કર, સર્વ સભાના દેખતાં મારૂં મન મગ્ન કર.

**દ્રોપદી**—રે ભુદેવી વસુંધરા આ ચિત્ર જોતા પહેલાં તું મને માર્ગ આપરે ઓ પ્રતાપી પવનદેવ આ કૃતાંત કૌરવ સભાથી તું મને દૂર ડુંગરોમાં ફેંકી દે. રે સુર્યદેવ તારા પ્રચંડ તેજમાં મને બાળી દે. હા જે શરીરને વાયુ પણ સ્પર્શ કરતાં કાંપતો સુર્ય પણ જેના દર્શનને જાંખતો તે શરીરને આજે જ-

નસમાજમાં નગ્ન કરવા કહે છે મારા પાંચ ભર્તાર છતાં પાપી મને ના વારસ સમજે છે. હા સર્વ સંસાર ધર્મ શુન્ય થયો મારે મન આજેજ પ્રલય થયો. પરમાત્મા માણસનું ભલું બુરૂં કરનાર તું એક વિધાતા છે ભગવાન કૃષ્ણુદેવ આ પ્રસંગે આપ વિના મારૂં કોણુ દાતા છે.

**દુર્યોધન**—રે પાંચાલ કન્યા પાંચાલી દ્રૌપદ બાળી નિર્માલ્ય, પાંડવોનો પ્રેમ છોડ, હું ચક્રવર્તિ મહારાજ દુર્યોધનથી સંબંધ જોડ, આવ આવ ન શર્મા મારી ડાબી જાંગપર બેશી કૃતાર્થ થા. દાસી મટી મારી અર્ધાગના રાજની મહારાણી થા.

**દ્રૌપદી**—રે કુલાંગાર ચંડાળ હું સતીનો તને શ્રાપ છે કે સ્વામી ભીમને ખાંધે બીરાજનારી ગદા મને અર્ધાગ કહેનાર પાપીની જાંગપર બીરાજશે. પાપી આ પરિણામે એજ તારી અર્ધાગા મહારાણી થશે.

**ભીમસેન**—કબુલ કબુલ રે અંધ પુત્ર દુર્યોધન અને સભાજનો હું ભીમ અંતરના ઉદ્દગારથી આજે ભિષ્મ પ્રતિજ્ઞા કરૂં છું કે સતી દ્રૌપદીને જંધા બતાવનાર દુષ્ટ દુર્યોધનની જંધા અલ્પ કાળમાં હું મારી અપુર્વ ગદાથી ચીરીશ. તે મહા સતીનું મહા વાકય અવશ્ય હું સિદ્ધ કરીશ.

**દુર્યોધન**—ભસે જે શ્વાન તે કરડે નહીં કોઇ કાળ;

**દુશાસન**—ગરજે જે મેઘ તે વરસે નહીં કોઈ કાળ.

**ભીમસેન**—હા હા વખતનીજ વાટ જોઉંછું. શું કરૂં ધર્મના બંધનથીજ આ સર્વ દુખનું ચિત્ર હું જોઇ રહ્યુંછુ

**દુર્યોધન**—જાઓ જે પાંચ પતિની પ્રીયા દુષ્ટ ઓયાને નગ્ન

ન જોઇ શકો તે એકદમ જાઓ સભાથી દુર થાઓ. દુશાસન વિલંબ શાને ખેચી કેશ નગ્ન કર કુલટાને.

**દ્રૌપદી**—રે નીચ દુશાસન છોડ છોડ મારા માથાના વાળ અતિષે ખેચાય છે હા નાથ ભીમ શું આપથી આ ચિત્ર દેખી ખમાય છે ?

**ભીમસેન**—હા જોઉછું અને કપાળે હાથ નાખી રોઉં છુ

**દ્રૌપદી**—હા નાથ આ વેણી હા આ વેણી જ્યાં સુધી પાપી દુશાસનના હૃદય રૂધીરથી સીચાશે નહી ત્યા સુધી તેના લોહી સીદુરથી સેથો પુરી આ વાળ બંધાશે નહિ ત્યાં સુધી આપની આ અર્ધાગનાને આપથી ભેટાશે પણ નહી.

**ભીમસેન**—હા કબુલ સતી તારૂં કહેવું કબુલ છે જ્યારે દુષ્ટ દુશાસનના હૃદય રૂધીરથી મારૂં હૃદય શીતળ કરીશ, તેના ગરમ લોહીથી પ્રીયેદ્રૌપદીની શીથીળ વેણી સીચન કરીશ, તેના વિખરાયલા કેશનુ બધન કરીશ, આ રક્ત હાથથી તેનું હૃદય શીતળ કરીશ ત્યારેજ હા ત્યારેજ હું પ્રિયાના પવિત્ર દેહનું આલીગન કરીશ

**દુર્યોધન**—ચાલ દુશાસન તે ચંડાળના બોલ્યા સામુ ન જો હૃદયનો સંષયખો સર્વ જોયા કરે છે જોઉ છુ કોણ તેની વારે ચડે છે.

**દ્રૌપદી**—તેજ કૃષ્ણ કિરતાર વિશ્વનો સરજનહાર.

**દુર્યોધન**—અત્યારે તો કિરતાર પણ મારા હુકમનો તાબેદાર છે. સરજનહાર પણ મારા બળ પુરૂષાર્થ આગળ લાચાર છે.

**દુસાસન**—દ્રૌપદી સાવધાન.

**દ્રૌપદી**—હા અરે કૃષ્ણુ ભગવાન અંતના બેલી આ અ-
બળાનો તુંજ છે બેલી.

**ગાયન.**

શામળીયાજી કરજો મારી સહાય રે,
વ્હાલાગરૂડે ચડીને વે'લા આવજો રે,
શ્યામ સલુણા સુભદ્રાના વીર રે.
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે;
છોગાળા છે વાત છેલી નથી કોઈ મારૂ બેલી
વા'લા તુજ ગુણુની ઘેલી દાસી દુઃખમાં ડુબેલી.
દુઃખીની દાદરે ફરીયાદ અતર લાવજો રે.
કૌરવ કર્મ ચડાળ દુશાસન નિર્દય અરે,
જોતાં પાંચ ભર્તાર પાપી પટકુળ તાણુતો,
વા'રે આવોને, દયા દીન લાવોને
નાથ છું અનાથ નારી ભરૂસો છે ભુધર ભારી.
જેવી તેવી છુ ત'મારી વા'લા દેશો ના વિસારી
હેતે હળધરજીના વીર આવી ઉગારજોરે. વ્હાલા

---

**( વસ્ત્રા હરણ. અંક ૧ લા સમાપ્ત. )**

# ટેબલો.

---

## પ્રવેશ ૨ જો.

( સ્થલ જંગલ. )

**ગાયન**—અકળકળા શ્રી કૃષ્ણુ

અકળ કળા શ્રી કૃષ્ણુ પ્રભુની અકકલવત કોઇ કળશે.
અલ્પ અક્કલના કામી કુટીલ જીવ કોટીક કલ્પ રવડશે;

સમજે નહિ મૂઢ જનહા, ખેલ તુજ કુદરતના,
મનમાં મુંઝાઈ મરશે. અકળ૦
ધર્મવંત વળી ધિર શાણુા રાજકુમાર કૃપાળા
છત્રપતિ નૃપ રંક દુઃખી થઈ જાતા વન પગ પાળા
વાંકા આ તગદીરના લખ્યા વિધિના
કયેમે ટાળ્યા નહીં ટળશે. અકળ૦

**વિદુર**—અહો પાપી, કૌરવોએ જુગારથી પુંન્યાત્મા પાંડવોની કિર્તિ લક્ષ્મી અને કાંન્ત સર્વસ્વ હરી લીધું વિપત્તિ રૂપ વાદળથી ઘેરાયલા ચંદ્ર જેવા નિસ્તેજ બની પુંન્યાત્મા પાંડવો જંગલમાં ગયા ઈંદ્રપ્રસ્થમાં અંધકાર ફેલાવી ગયા. સભામાં ભિષ્મ દ્રોણુ વિગેરે ધર્માત્મા પુરૂષોએ દુષ્ટ દુર્યોધનને અનેક રીતે સમજાવ્યા છતાં છેવટે એજ નિશ્ચય થયો કે દ્રૌપદી તથા પાંડવો કૌરવોના દાસ પણુ તે બદલ તેર વર્ષ ત્યાગી વેશમાં વનવાસ જાય અરેરે ભાગ્ય તું જે કરે છે તે કોઇ નથી કરતુ—અરે દુષ્ટ દુર્યોધન તથા પાપી શકુની આ તરફ આવે છે જો ચાલ જીવ પાપીના પડછાયાથી સદા દુર રહેવું. (જાય છે. દુર્યોધન પ્રવેશ કરે છે )

**દુર્યોધન**—હા અફસોસ અફસોસ મહા શોકની વાત થઇ જુગારની જાળમાં સપડાયલા પાંડવ પક્ષિને દુષ્ટા દ્રૌપદી છોડાવી ગઈ મામા હવે કંઇ બીજો ઉપાય.

**શકુની**—ભાઇ શું કરૂં મેં તો એવો પ્રપંચ યંત્ર રચ્યો હતો કે જેમાં પાંડવો તાર તાર થઇ જાત બધી રીતે બેજાર થઇ જાત પણુ તારા આંધળા બાપે બધી બાજી બગાડી.

**દુર્યોધન**—હા એ બાપ તો અત્યારે મને ઝેરી સાપ થઇ કર-ડયો છે, મારી આશા લતાનો ઉગતો કુમળો છોડ તેણે હાથે કરી મરડયો છે, મામા એ દુષ્ટા દ્રોપદી પાછી મારે સ્વાધિન થાય એવો કોઇ છે ઉપાય ?

**શકુની**—હા પાંડવોની જીવનદોરી દ્રૌપદી છે.

**દુર્યોધન**—તેનું ?

**શકુની**—હરણ કરો.

**દુર્યોધન**—શી હીકમત ?

**શકુની**—ફક્ત હિંમત.

**દુર્યોધન**—પાંડવો સામે થવાની કોની છે હિમ્મત. ?

**શકુની**—અરેવીર એમ શા માટે થવું નાહિમ્મત ? વીર દુશાસન જેવા આપણી પાસે મહારથી છે તો પછી શી હરકત છે ?

**દુર્યોધન**—હા ઠીક સંભાર્યું અરે કોણ છે બહાર ?

**સેવક**—આજ્ઞા મહારાજ,

**દુર્યોધન**—જા જલદી જા, વીર દુશાસનને અહીં બોલાવી લાવ, મામા તેર વર્ષ કાલે ચાલ્યા જશે અને પાં-ડવો જેવા બળવાન શત્રુ છાતી પર આવી ખડા થશે.

**શકુની**—અરે ચિંત્તા શી છે ભાઇ મારા જેવા તારી સે-વામાં અનેક શુરા કે જે યુદ્ધ કળામાં સર્વ પુરાછે.

**દુર્યોધન**—મામા એ પાંડવોની ચિંતામાં મારો જીવ હંમેશાં મુંઝાય છે.

**શકુની**—ભાઇ તને ફોકટ ચિંતા કરતો જોઈ મારૂં કાળજું પણ કપાઇ જાય છે. ( સ્વ. ) હૃદય તો ઠંડુ શિ-તળ થાય છે.

**દુશાસન**—વીરભાઈ દુર્યોધન પ્રણામ.

**દુર્યોધન**—પ્રણામ પ્રણામ, આવ આવ વીર દુશાસન હું તનેજ યાદ કરતો હતો.

**દુર્યોધન**—કેમ કંઈ મારા લાયક કામકાજ?

**શકુની**—કામ કહેવુ તો સહેલ છે પણ થવું મુસ્કેલ છે.

**દુર્યોધન**—આજ્ઞા થતાં અડગ પર્વતને ફોડું, વજ્રને તોડું, તો એથી શું અધીક છે?

**દુર્યોધન**—ભાઇ મને એક મોટી બીક છે.

**દુશાસન**—કોની? કુરૂપતીને પૃથ્વીપર હવે બીક કોની?

**દુર્યોધન**—હા શત્રુની હા તેજ શત્રુની.

**દુશાસન**—શત્રુ હવે આપણો કોણ છે ભાઇ?

**દુર્યોધન**—હા તેજ પાપી પીતરાઇ.

**દુશાસન**—અરે તે તો બુરે હાલ થયા વનમાં ગયા.

**દુર્યોધન**—હા પણ અંતરમાં આગ સળગાવતા ગયા.

**દુશાસન**—તો તે આગ શે ઓલવાય ભાઇ?

**દુર્યોધન**—પાછી દ્રૌપદી મારા કબજામાં લાવ્ય કેશ સાહી.

**શકુની**—શાહબાશ શાહાબાશ, વીર દુશાસન મને ખાત્રી છે કે તે બાબતમાં તમે ના કહશોજ નહીં.

**દુશાસન**—હા જરૂર તે કામ બજાવું છું, રંડા દ્રૌપદીને પાછી છળ પ્રપંચથી રડતી પીટતી તેજ હાલતમાં આપની હજુર લાવું છું.

**દુર્યોધન**—શાહાબાશ શાબાશ! જાઓ ભાઈ ફતેહ કરો. હા રંડા દ્રૌપદી મને કુર વચન કહેનાર, પેલો જાડો બીમ ભરસભામાં મારો તિરસ્કાર કરનાર, એ નહિ છોડું નહિ છોડું, પાપીઓ મારૂં વેર લીધા વિના હું કદાપી નહી છોડું.

**ગાયન.**

કરૂં પ્રપંચે હું પાંન્ડવોને ખ્વાર

હ્રદય રહ્યું ઝેરથી સળગી મારૂં
ક્યારે વેર વાળું મ્હારૂ—પ્રપંચે હું
છળ બળથી કરૂં દ્રૌપદી સ્વાધિન મારા
આવું અપમાન ન ખમાય
અરર આગ ન સહાય. હ્રદય રહ્યું.

## પ્રવેશ ૩ જો.

(સ્થળ કામ્યકવન, ધૌમ આશ્રમ દ્રૌપદી. દુશાસન પછી પાંડવ)

ગાયન.

દ્રૌપદી—કરમ ગતિ અતી ન્યારી વિધાતા
ફળી ન શકે મતિ તારી અરેરે—કરમ૦
એકદિન રાજા એકદિન જોગી ( ૨ )
એકદિન હાલ ભીખારી અરેરે—કરમ૦
ધરી મૃગ છાલા દંડ કમંડળ
અંગ વિભુતિ લગાવી ફરેરે—કરમ૦
રાજ નિવાસી જંગલવાસી—
તુંહી નિરંજન નાથ સ્મરેરે—કરમ૦

દ્રૌપદી—અરે દૈવ ! એકાએક વળી આ શું અપશુકન ! પાપીના પ્રપંચથી વૈભવ તજ્યાં; શરીરે વલ્કલ સજ્યાં, જગલ ઝુંપડીમાં રહ્યાં, વહાલાનાં વિયોગી થયાં એ દુખ શું તને ઓછું લાગે છે ! વળી બળતીને વધારે બાળવા માગે છે. આ મારી જમણી આંખનું ફરકવું ચિત્તનું ચિંતાથી બળવું જરૂર એ કોઇ આવી પડનાર દુખનું અગમ નિશાંન છે, ભાગ્ય તુંજ એક સર્વમાં બળવાન છે.

દુશાસન—નક્કી આજ પાપી પાંડવોનો મુકામ પણ પાંડવો હાલ મુકામમાં નથી, માત્ર દ્રૌપદીજ છે એકલી ઠીક થયું કે હું વેશ બદલી અહીં આવ્યો. હવે હું આવેશમાં તેની પાસે જાઉં છું. તમે અહીં રહેજો ઇશારત કરૂં કે ઉપાડી વિદાય થજો. (પ્ર) અહો વનદેવી પ્રણામ !

દ્રૌપદી—હાં હાં મહારાજ આમ અમને પ્રણામ કરી પાપમાં ન નાખો, આપે મને યોગીની ધારી પ્રણામ કર્યા પણ તેમ નથી.

દુશાસન—ત્યારે તમે કોણ છો દેવી ?

દ્રૌપદી—મહારાજ કહેવાને શરમાઉં છું કે હું પાંડુ કુમાર પાંડવોની મુખ્ય પટરાણી, અરે પણ અત્યારે તો ભાગ્યહિન દાસી છું.

દુશાસન—ભાગ્ય તો કોઈ ભાગ્યશાળી ભુપતિના ભવ્ય ભુવનને શોભાવે તેવું છે.

દ્રૌપદી—હા એક વખત તેવું હતું પણ અત્યારે તો અન્ન ઉદકનાય સાંસા છે, મહા મહેનતે પુરૂં પેટ ભરવાનાય ફાંફાં છે.

દુશાસન—શિવ શિવ શિવ ! કેવી દૈવ ગતિ ! સતી, કુમાર પાંડવો તમને એકલા તજી હાલ ક્યાં પધાર્યા છે.?

દ્રૌપદી—આહારની શોધ માટે તેઓ વનમાં ગયા છે.

દુશાસન—શિવ શિવ શિવ ! ધર્માત્મા ચક્રવર્તિ પાંડવોના આ હાલ શા માટે ?

દ્રૌપદી—તે કોનાથી અજાણ્યું છે તેમના પીતરાઇ ભાઈ દુર્યોધનના તથા વીર દુશાસનના સંતોષ માટે.

દુશાસન—શું તમને દુખ દેવામાંજ તે સંતોષ માને છે. ?

દ્રૌપદી—હા જુગારના પ્રપંચથી ભોળાનાથને ભોળવી અ-

મને તન કપડે કર્યાં, આખરે આ હાલતે વ-
નમાં મોકલ્યા.

**દુશાસન**—અબળા આ અનુપમ ગુલાબને ઉજ્જડ વેરાનમાં
અથડાવું કાદવમાં કચરાવવું એ શું ઘટીત છે. ?

**દ્રૌપદી**—મહારાજ આવું અઘટીત બોલવું એ શું આપને
ઘટીત છે. ?

**દ્રૌપદી**—નાથના દુખે દુખી સુખે સુખી એ શાસ્ત્ર નિતી;
સુકાતાં જળકમળ સુકાય એ પુરાણુ પ્રીતિ.
દુખી છું ભર્તાર મ્હારા દુષ્ટની સાંખી અનીતિ;
દુખી નાર હું અર્ધાંગ તેની આવી રીતિ.

**દુશાસન**—તજો સબંધ એ દુખીઆનો જો સુખ આશ ચાહો;
કોઈ મહારાજ વર શિરતાજના ઘરને શોભાવો.
ઉદાસી તાપસી વનવાસીથી શું લ્હાણુ પાવો;
ભિખારી ભીલ પર ભર્તારનો શું કરવો દાવો.

**દ્રૌપદી**—સ્વામી બળસીમ મહા ભડભીમ ભિખારી કો કહે;
ઉપરથી દીસતો તું હંસ કાળો કાગ કો છે.

**દુશાસન**—નથી હું કાગ પણ છું વાઘકુરના વંશ જાયો;
દુર્યોધન વીર હું દુશાસન હવે ઓળખાયો.

**દ્રૌપદી**—હા ભગવાન ! નાથ ભીમ ! સહાય સહાય. (હરણુ.)

**ધર્મરાજ**—(પ્રવેશી.) સતી ! લ્યો આ ફળમુળ અંદર ધરી
આવો, આચમન અર્થે જળ લાવો.

**ભીમસેન**—અરે કેમ કોઇ બોલ્યું નહિ ?

**અર્જુન**—ભાઇ જુઓ જુઓ કયાં છે સતી ?

**ભીમસેન**—અરે અંદરતો કોઇ નથી.

**અર્જુન**—હેં શું અંદર નથી ! ભાઈ ભુરી થઈ નક્કી
દ્રૌપદી હરાઇ ગઇ.

**ભીમસેન**—હા સતી દ્રોપદી કયાં છો કયાં છો !

**સહદેવ**—બંધુ વ્યાકુળ ન થાઓ શાન્ત રહો.

**ભીમસેન**—ભાઇ એ સર્વ કૌરવ ભાઇઓની પુંન્યાઇ.

**ધર્મરાજ**—નહીં ભાઇ એ સર્વ આપણા કર્મનીજ કઠીનાઈ માટે હિંમ્મત ધરો, સત્યના સહાયકાર અંતે શ્રીકૃષ્ણ ભગવાન છે.

**ભીમસેન**—ભાઇ ભાગ્ય વાંકે ભગવાન પણ ભુલી જાય છે. પાપીના પોબાર અને ધર્મિનેજ ત્યાં સદા ધાડજ થાય છે.

**અર્જુન**—અહા સતી દ્રોપદી જ્યારે તું રૂપ ગુણ અને રાજલક્ષ્મીવાળા અનેક રાજકુંવરોને તજી અમો નિર્ભાગીને વરી તો આવા દુખના સમયે અમને કેમ વિસરી. !

(નેપથ્યમાં)

( ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર, )

**ધર્મરાજ**— ાાંભળો ભાઈ દેવર્ષિ નારદ મુની પધારે છે જો.

**ગાયન.**

**નારદ**—ગોવીદ ગુણ ગાઓરે નરનાર.
ગીરીવર શ્રી ધર શ્રી મુરલીધર.
નામથી નેહ લગાવો-હા નેહ લગાવો રે.
મારૂ તારૂં મીથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવો રે રે.
અધમ ઉધારણ ભવ જળ તારણ
નિરભય નામથી થાવો રે ભય નામથી જાવો રે૦

**પાંડવો**—દેવર્ષિં પ્રણામ.

**નારદ**—કલ્યાણ કલ્યાણ.

**ભીમ**—પ્રભુ ? આ પ્રસંગે આપનો આશિર્વાદ અનુચિત્ત છે જ્યાં અમારૂં ભાગ્યજ વિપરિત છે.

**નારદ**—કહો કહો વીર ભીમ કેમ આમ ગમગીન, કેવળ શોકમાં તલ્લીન. ?

**ભીમ**—પ્રભુ ! આપ અંતર્યામી છો, કહો કહો સતી દ્રૌપદી કયાં છે ?

**નારદ**—દુષ્ટ દુર્યોધનના કબજામાં, કેદમાં, બેડીમાં.

**ભીમ**—હા શુ આ ભલાઇનો ભાર પણુ તે પીતરાઇએ જ ઉઠાવ્યો છે ? દેવ, આજ્ઞા કરો હવે તો નથી સહેવાતું.

**નારદ**—શાન્તિ ધરો, ધીરજથી સર્વ કામ સારૂ થશે. હાલ દૈવની ઇચ્છાને અનુસરો અને વીરાટ નગર તરફ પ્રયાણુ કરો.

**ભીમ**—અને સતી દ્રૌપદી !

**નારદ**—તે પ્રભુની રક્ષામાં, સર્વાંતરયામી શ્રીકૃષ્ણુ ભગવાનની રક્ષામાં.

**સર્વ**—પ્રભુ પ્રણામ.

**નારદ**—કલ્યાણુ ! કલ્યાણુ ! ભાઈ બંધ નારદ તારાથી એક મોટી ભુલ થઇ છે. ભલા એ કયાંની રીત કે પાંડવો દુખી થઈ વન વન રવડે અને મારા પ્રભુ શ્રી કૃષ્ણુ મહારાજ દ્વારીકાના અંતઃપુરમાં અષ્ટ પટરાણીઓથી આનંદ કરે એતો મહા અન્યાય ! કારણુ મારા નાથનું વચન છે કે પાંડવોના જીવવે જીવવું ને મરવે મરવું તો પછી પાંડવોના પરમ મિત્ર કૃષ્ણુ મહારાજ તે પાંડવોના દુખે દુખી કેમ ન થાય ! અહા ઓ કૃષ્ણુ મહારાજના ઘરની લડાઈની ગમ્મત કયારે જોવાય ? હો આપણુ નારદને શું મુશ્કેલ છે એ નવલ કિશોર છે તો હું નારદ છું વેદ વિશારદ છું. ચાલ હવે દ્વારીકાં

જાઉં અને ત્યાં પણ મ્હારા નારદ નામનો ચમત્કાર બતાવું, નારાયણ ! નારાયણ !

ગાયન.

ઝટપટ જાવું રંગ જમાવું,
નટવર ઘર ખટપટ પ્રગટાવું આ........વાહ વાહ
નારદના નામમાં ખામી શી કામમાં,
ઇશ્વર ધ્યાનમાં રહેવું ગુલતાનમાં,
નારાયણના નામ રટણમાં—ઝટપટ.
ગોવીંદ ગુણ ગાનમાં ભક્તિરસ પાનમાં,
આત્મ જ્ઞાનમાં મસ્ત તોફાનમાં;
કુશળછું કૃષ્ણ કપટમાં—ઝટપટ.

## પ્રવેશ ૪ થો.

( સ્થળ કેદખાનું. દુર્યોધન દ્રૌપદી પછી કૃષ્ણ. )

દ્રૌપદી— ગાયન

વિના પ્રભુ નહિં કોઈ એક તમારા.
શરણ પડી દીન દારા—વિના૦
કઠીણ કાળ યમ પાશ બંધનથી,
નાથ છોડાવન હારા—વિના૦
દાવાનળ સળગ્યો દશ દીશે,
ઉગરવાના ઉધારા—વિના૦
હે જગબંધુ કરૂણાસિંધુ,
અંત સમય ન રહો ન્યારા—વિના૦

દુર્યોધન—દ્રૌપદી કેમ ?

દ્રૌપદી—જેમ પ્રભુ રાખે તેમ.

દુર્યોધન—કેમ હવે મારે સ્વાધિન થવું છે કે આ રીતે કેદમાં રહી રીબાવું છે ?

દ્રૌપદી—રીબાવુંછે પીડાવુંછે કના જીંદગીથી જાવુંછે

સતીએ સત્યની ખાતર જુદું દુનિઆથી થાવું છે

દુર્યોધન—સહી આવાં મહા દુખોદુખી શું તારે થાવુંછે

દ્રૌપદી—ભલે દુખ પહાડ શીર તુટે પતિથી દુર ન થાવુછે.

દુર્યોધન—ત્હારા પતિને જમીનમાં હઉ ગાડી પણ ઉમેદ પુરી કરૂં હું મારી.

દ્રૌપદી—ઉમેદ શી છે દુર્બુધી તારી ?

દુર્યોધન—શોભાવ હસ્તિનાપુર રાજધાની, વન તાપસી તું બન રાજ રાણી.

દ્રૌપદી—રાણી ! ચંડાળ આ રાજ હંસી તું જેવા કાગની રાણી થશે ? નિષ્ઠુર ક્ષાર ભુમીનો તે કલ્પલત્તા આશ્રય લેશે ? અરે વજ્રમય પાષાણ પર્વતપર તે શું કોમળ કમળ ખીલશે ?

દુર્યોધન—કેમ નહીં ?

દ્રૌપદી—ના નહિ આ જન્મે નહી, પ્રાણાંતે નહીં, કોઈ કાળે નહિ.

સીહ મુછ મણીધર મણી લોભી ધન સતીનાર
મુવે પરાયા કર જશે માન મુરખ નિરધાર.

દુર્યોધન—ઠીક તું પ્રાણ આપવા ધારે છે તો હું પણ તારો અને સાથે ત્હારા પાપી ભર્તાર પાંડવોનો પ્રાણ લેવા તૈયાર છું.

દ્રૌપદી—ઓ નહિ નહી મારૂં જે ચાહે તે કર, મ્હારા માટે મ્હારા એ દુખી પ્રાણને દુખી ન કર.

દુર્યોધન—જો હમણાજ મ્હારા શુરા સામંતોને ત્યાં મોકલાવું છું, તારા પાંચે પતિના માથા કાપી લાવી તારા દેખતાંજ જમીનમાં દટાવુ છું

દ્રૌપદી—ઓ જુલમગાર ! દુખી લાચાર પર તું વધારે

જુલમ ન કર, જે આપ મુવેલા છે તેને મારવાની તદબીર ન કર, મુવેલા પાંડવો ફરી કોઇકાળે જીવન ધારશે, નક્કી તું ચંડાળને વીર ભીમ આ ગદાથી મારશે.

**દુર્યોધન**—ગદાથી મારશે કે ભીમ પોતે ળુરે મોતે મરશે તે પ્રસંગે જોવાશે. હું કોણ કુરૂપતી દુર્યોધન છું, પાપી પાંડવોના પ્રાણ લેવા પૃથ્વી પર આવ્યોછુ

**દ્રૌપદી**—ઓ તુ કુરૂપતિ નહિ પણ કુલાંગાર છો, ઉજ્વળ ભરત વંશના કીર્તિચંદ્રને રસાતાળમા બોળનાર છો.
અરે તુ ધિકરે ધિક્કાર કુરના વંશ જાયો;
સભામાં લાજ લેતાં માતની તુંના લજાયો.
કર્યા આ હાલ મારા તોય પણ શું ના ધરાયો;
રહ્યું છે બાકી દેવુ તે ચુકવવા આંહીં આવ્યો.

**દુર્યોધન**—આવ્યો છું ધારીને પુરી ખુવારી કરવા તારી;
લીધી છે લાજને લેવી વળી બાકી વિચારી.
પ્રથમ લઉ જાન તારો પાંચ વરતારા રિબાવી;
વિયોગે તાહયરા જંગલમાં મારૂં આથડાવી.

**દ્રૌપદી**—અરે હું સીહની અર્ધાંગને શીયાળ શુની;
કરીશ સ્વાધીન સ્વપ્ન માંહી શુ ચંડાળ ખુની;
સુણીને કેશરીની ગર્જના કાંપીશ જ્યારે;
વિના કારણ અરે ચંડાળ પ્રાણ ખોઇશ ત્યારે.

**દુર્યોધન**—દ્રૌપદી, દ્રૌપદી ! પાંડવોની પડતી દશાનો ખ્યાલ કર, હું ચક્રવર્તિ મહારાજ દુર્યોધનની સપત્તિને વિચાર કર.

**દ્રૌપદી**—સતીઓ પોતાના પતિવ્રત રત્ન આગળ કુબેર

ભંડારીની દોલતને, બ્રહ્મ લોકના આનંદને, અથવા વૈકુંઠના વિલાસને તુચ્છ સમજે છે. અરે ભાઈ ભાઇ દુર્યોધન કંઈક ભલાઈ કર, તું પણ તારીરાજ સંપત્તિ અને કુળ ધર્મનો વિચાર કર, અરે પાંડવો જે ત્હારા સગા ભાઇ તેની સ્ત્રી જે શાસ્ત્રમાં માતા કહેવાઈ, તેના પર આ જુલમ આ નીચ નજર ?

દુર્યોધન—હા. એ સર્વે ત્હારા દેહની ખાતર.

દ્રોપદી—અરે એવું તે આ દેહમાં શું બળ્યું છે ?

દુર્યોધન—સર્વ સંસારનો સાર તેજનો અંબાર, તે તેજમાં હું મોહાન્ધ થયો છુ, આંખો છતાં હું અંધ બન્યો છું.

દ્રોપદી—હા જો આ વાળપર અંધ થયો હોતો વાળ ખેંચી આપુ, આ કપાળ પર અંધ હોતો કપાળ ફોડી આપુ, જો આ ચળકતા ડોળા પર અંધ હોતો ડોળા કાઢી આપુ, અગર જો માંસના લોચાથી ભરેલી છાતી પર અંધ હોતો છાતી ચીરી આપું, મળ મુત્રના રહેઠાણ પેટપર દીવાનો હોતો પેટ ચીરી આપું અગર જો પસીનાથી ગંધાતી લોહીથી ખરડાયલી ગોરી ચામડી પર અંધ થયો હોતો ચામડી ઉતારી આપું, મળ-મુત્રથી અપવિત્ર ગંદી ગટર જેવી જંઘાપર મોહાંધ હોતો જંઘા કાપી આપું, લેલે વિષ્ટાના લોભી કીડા વિષ્ટામાં આનંદ માન, માંસના લોભી માંસા હારી નરપીશાચ માંસને ચુંથી ખા, લે લે જો અંતરની આંખ ખુલ્લી કરી નીહાળી જો,

નખથી શિખા સુધી તપાસી જો કે ગંધાતી ચી
જથી ભરપુર
લોહી માંસને ચામનો અબળા છે એક કુંડ;
મીથ્યા તેમાં અંધ થઇ કુબે શે મતી મુંઢ.

દુર્યોધન—દ્રૌપદી ! એ નહીં સાંખુ આવાં ત્હારા કઠોરવાકય બાણ હવે નહિ સાંખું.

દ્રૌપદી—સમજ મોહાંધરાજા હજી સમજ, જેની પેદાશ દુર્ગંધીત રજવિર્યથી છે, જેનું રહેઠાણ ગર્ભાશય મળમુત્ર જેવા અનેક ગદા વિકારોથી ભરેલું છે, અરે જેની સંગતથી સાફ કપડાં પણ મેલાં થાય છે એવી ગંધાતી કાયાપર મમતા ! એવી ગંદી દેહપર મોહ કરનાર તારા જેવા મોહાંધને લાખો ધિક્કાર છે.

દુર્યોધન—વેદાંતનું રસ શાન્તનું મારે નથી કંઇ કામ;
સિદ્ધાંત મ્હારો એજ કે તુજને કરૂં મારી ગુલામ.

દ્રૌપદી—ચોપ નિમકહરામ.

દુર્યોધન—દુષ્ટા હું પ્યાસીની પુરી ન કર પ્યાસને;
જોવા થઇછે મરજી જમદુતના આવાસને.

દ્રૌપદી—આવાસ આ જમદુતનો જમદૂત તું સામે રહ્યો;
તુજથી મહા ચંડાળરે જમદુત નિર્દય છે કયો.

દુર્યોધન—જમદૂત છું તારો અને તારા ખુની ભરથારનો;
જો બતાવું છું તને રસ્તો હવે યમ દવારનો.

દ્રૌપદી—ઓ કૃષ્ણ ! હા ભગવાન ! રે પ્રભુ સ્હાય સ્હાય. !

દુર્યોધન—ત્હારો પ્રભુ અત્યારે એક હુંજ છું, ત્હને મારનાર કે તારનાર એક હુંજ છું, બોલ મારે ચરણે કે કાળને શરણે ?

દ્રૌપદી—કાળના કાળ મહા કાળ કૃષ્ણ ગોવાળને શરણે,
દીન દયાળને શરણે.

દુર્યોધન—તો લે ત્હારા ગોવાળને બોલાવ, શિર ઝુકાવ

દ્રૌપદી—જય કૃષ્ણ ! જય ધર્મપતિ ! અંતે આપના ચરણ-
માંજ સતીની હોજો ગતિ.

દુર્યોધન—દ્રૌપદી સાવધાન !

કૃષ્ણ—ખબડદાર ! ( હોશીયાર )

ટેબલો.

---

## પ્રવેશ ૫ મો.

---

( સ્થળ દ્વારીકાં-પાત્ર નારદ, કૃષ્ણ તથા રૂકમણી. )

નારદ— ગાયન.

નંદના લાલા કુંવરજી કામણગારા સાચા.
કૃષ્ણ કનૈયા બંસીવાલા લાલ—નંદના૦
નદ યસોદાને પારણે ઝુલ્યા પ્રભુ,
ગોપીના ગોરસ ઉછાળ્યા;
કંસના વંશનો ધ્વંસ કરીને—
માત તાતના બંધન ટાળ્યા વ્હાલા—નંદના૦
વંદ્રાવનમાં રાસ રચીને—
નીજ જન પ્રેમથી પાળ્યા,
એવા પ્રભુ શ્રી નટ નાગરના—
ચરીત્ર અનેક નીહાળ્યા, વ્હાલા નંદના૦

( નારાયણ ! નારાયણ !

નારદ—બાઈબંધ નારદ કામતો મોટું આરંભ્યું. પણ
તેમાં જય મળશે કે કેમ ! કારણ સોળે કળા

गुण संपुर्ण कृष्ण प्रभु जे सर्व संसारनुं नाटक रचनार नटवर तेनु आजे मारे नाटक भजववुं छे, ए नट नायकना मारे आजे सुत्रधार थवुं छे, चिंता नहि ते नारायण छे तो हुं नारद छुं तेमनी कृपाथी हुं मारी नारद विद्यामां क्यां कम छुं. शुं पांडवो वनवासमां दुःख भोगवे, अने तेमना सगा संबंधी कृष्ण प्रभु ते द्वारीकामां आनंद करे ए केवो न्याय? अरे पण प्रभु नथी सत्यभामाने मंदीर के नथी रुकमणीने मंदीर, नथी बळरामने मंदीर के नथी उग्रसेनने त्यां. हां हां याद करतांज देवे दर्शन दीधाने शुं, पण हवे शी युक्ति लडावुं परस्पर दंपत्तिने लडावुं, अहा युक्तिनी शी खामी, अरे एवी एवी अनेक युक्तिओ तो आ नारदना अंतरमां आसरो करी रही छे. ठीकज थयु के आ स्वर्गनुं उत्तम पारीजातक पुष्प साथे लेतो आव्यो. हवे आ पुष्पथीज लडाइ जगावुं, सत्यभामा अने रुक्मिणी वच्चे वेरनी आग सळगावु. नारायण! नारायण!

कृष्णदेव—अहो देवर्षि प्रणाम.

नारद—कल्याण! कल्याण! केम कानजी कुशळतो छो?

कृष्णदेव—आप देवर्षिनी कृपाथी प्रभु भले पधार्या आजे अत्रे पधारी मने पावन कर्योछे.

नारद—पावन हुं हुं प्रभु जे सर्व जगतने पावन करी रह्याछो तेने पावन करनार हुं कोण पामर जीव? (स्व.) आजेतो पुरा पावन करवानेज आव्यो

છું (પ્ર.) કૃષ્ણુદેવ લ્યો આ જંગલનું પારીજાતક પુષ્પ હું આપને પરસ્પરના પ્રેમની યાદગીરી બદલ ભેટ કરૂં છું. કારણ મિત્રને મહાપુરૂષને સ્રી કે બાળકને તેમજ દેવને કદી ખાલી હાથે ન મળવું એવો પુર્વે વડીલોનો કુળાચાર છે.

કૃષ્ણુદેવ—પ્રભુ આપની ભેટની શી નવાઇછે ?

નારદ—નવાઇની છે માટેતો આપુછુ.

કૃષ્ણુદેવ—વારૂ દેવ લાવો બીજી કંઇ આજ્ઞા ?

નારદ—કઈ નહિ મહારાજ જેવી રીતે મેં આપને મારા પ્રેમ પાત્ર ગણી આ પુષ્પ ભેટ કર્યું તેવીજ રીતે આપ પણ આપના પ્રેમ પાત્રને ભેટ કરશો. આ પુષ્પથી સત્યભામાનું મંદીર શોભાવશો.

કૃષ્ણુદેવ—વારૂ દેવ તેમ કરીશ. મારો પણ આત્મા એમજ ખુશી છે. વારૂ વિશેષ કંઇ ?

નારદ—એજ કલ્યાણ.

કૃષ્ણુદેવ—વારૂ પ્રભુ પ્રણામ.

નારદ—કલ્યાણ કલ્યાણ.

કૃષ્ણુદેવ—ચાલ દેવર્ષિ નારદના કહેવા પ્રમાણે પ્રથમ સત્યભામાને મદીર જાઉ, આ પુષ્પ તેને ભેટ કરૂં.

નારદ—ચાલો (પ્રપંચ નાટક પ્રવેશ ૧ લો.) કૃષ્ણુદેવ ગયા સત્યભામાને મંદીર તો હવે હું જાઉં દેવી રૂકમણીને મદીર—અરે પણ તે અહી આવે છે ને શું ! નારાયણ ! નારાયણ !

રૂકિમણી—અહો પ્રભુ પ્રણામ ! દેવ અત્યારે આપ અહી કયાંથી ?

નારદ—આ વળી ફરતા ફરતા નિકળી આવ્યા. મહારાજના દર્શને.

**રૂકિમણી**—કેમ દેવ મળ્યા ? હું તેનીજ વાટ જોતી હતી.

**નારદ**—રામ રામ રામ ! બઈરાની જાત કેવી ભોળી હોય છે. અરે તું તો અહીં વાટ જોઇને બેઠી છું અને તેતો ક્યારનાય સત્યભામાને મંદીર પોંચી ગયા.

**રૂકિમણી**—હેં શું દેવ સત્યભામાને મંદીર ગયા. મહારાજ આપ આ શું સાચું કહો છો ?

**નારદ**—હા સાચું સાચું મ્હારા જીવના સોગન ખાઈને કહું છું કે દેવ હમણાંજ સત્યભામાને મંદીર સીધાર્યા.

**રૂકિમણી**—પ્રભુ દેવ ત્યાં ગયા તે તમે શી રીતે જાણ્યુ ?

**નારદ**—આ મેં સ્વર્ગમાંથી પારીજાતક નામનુ એક સુંદર ફુલ આણ્યુ હતુ તે મેં કૃષ્ણ દેવને ભેટ કર્યું અને કૃષ્ણદેવ તે સત્યભામાને ભેટ કરવા ગયા હું નારદ સાક્ષાત કૃષ્ણ ભગવાનનું મન તે શું તેમના મનની વાત ન જાણું. !

**રૂકિમણી**—શું ત્યારે હું તો વિશ્વાસેજ રખડી મુઇ કે, ભગવાન તમારૂં હૃદય આવું હશે તે તો મેં આજેજ જાણ્યુ.

**નારદ**—ભોળીરે ભોળી ત્હારા જેવી વિશ્વાસુ અબળાએ કપટી કાનજીના મનની કઠોરતા કયાંથી જાણે ? એતો આ બાઇબંધજ તેમની ગતિ મતિને બરાબર પીછાને.

**રૂકિમણી**--શું ત્યારે એ વહાલી અને હું અળખામણી ?

**નારદ**—એતો એમજ થયું. હજી એ વિશ્વાસે રહેજે અરે એતો કાનજી કુવાને કાંઠે ઉભા રાખી પાછળથી હડશેલી મુકે.

રૂકિમણી—દેવ! પ્રભુ મ્હારા માટે છેકજ આવા કઠોરથાય એમ માની શકાતુ નથી.

નારદ—ઠીક બાઇ રહ્યું. લ્યો બેસો કલ્યાણ.

રૂકિમણી—નાના દેવ એમ અમને વહેમના વમળમાં ગુંચાતા નાખી જવું એ ઠીક નહિ! પ્રભુ કહો કહો શું આ વાત ખરી છે. ?

નારદ—ખરી ખરી બાઇ ખરી, આ નારદજી તે કદી જનમ ધરીને જુઠું બોલ્યા છે.

રૂકિમણી—ઠીક ત્યારે હું આ નજીકને રસ્તે થઇ તેમને એકદમ ત્યાં જતાં અટકાવું છું, જો બને તો મારે ત્યાં તેડી લાવુછું, લ્યો પ્રભુ પ્રણામ.

નારદ—કલ્યાણ! કલ્યાણ! ચાલો (પ્રપંચ નાટક પ્રવેશ રજો) હવે રૂકિમણી કૃષ્ણ દેવને રોકી સમજાવી પોતાને ત્યાં લાવશે ત્યારે હવે હું પોચું સત્યભામાને ત્યાં અને જેવું અહીં રૂકમણીને અટમ સટમ સમજાવ્યુ તેવું જ ત્યાં સત્યભામાને સમજાવુ એટલે વગર મે'નતે સળગશે અને જોવાની ગમત ઠીક આવશે. નારાયણ! નારાયણ!

નારદ— ગાયન.

વાહરે ગંમ્મત વાહરે રંગત.<br>
કેવી જમાવી છે વાહ વાહ;<br>
એકને કહી સમજાવીએ આમ,<br>
બીજાને વળી સમજાવીએ આમ—<br>
પ્રપંચ રૂપ સંસાર જણાય,<br>
પ્રપચી એજ પંડીત ગણાય;<br>
પાખંડીના પડે પાસા પોબાર.

જુઠાનો જય અને સાચાની હાર.
કપટ તણી બાજી ઘણી રમી જાણી,
પુરો જ્ઞાની સોયો માની;
જીવનનો એ છે સાર વાહ—વાહરે૦

## પ્રવેશ ૬ ઠો.

( સ્થળ, રસ્તો, પાત્ર, કૃષ્ણ, રૂકમણી (સ્વ. )
નારદ સત્યભામા. )

રૂકિમણી— ગાયન

વા'રે લાલા મોહન બંસીવાલા,
ઠગોછો શાનેરે સલુણા;
જાણી જાણી તમારી મેં ઠગાઇ,
પ્રીત બાંધી હવે હું પસ્તાઇ
પસ્તાઇ પુરી કાના, ઠગાઈ હુતો કાના,
રસભીના, રંગીલા, શરમાળા, શામળીયા—વા'રે૦
શાને સતાવો વાત વાતે ઉડાવોરે,
એરી એરી લાલા વાતે ઉડાવોરે.
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા
વ્રજલાલા, ગોવાળા, છબીલા, છોગાળા—વા'રે૦

કૃષ્ણદેવ—દેવી આમ છેક અધીરાં થવું, મંદીર મુકી આટલી મોડી વખતે માર્ગમાં સામા આવવું એ તમારા જેવા કુળ વધુને છાજે નહિ, હું તમારેજ મંદીર આવતો હતો.

રૂકિમણી—મહારાજ સફાઇ રહેવા દયો, જયારે આપ મારે

ત્યાં પધારવાના હતા ત્યારે કહો જોઇએ આમ અવળે રસ્તે જવાનું શું કારણ !

કૃષ્ણદેવ—યુક્તિ ખાલી ગઇ, ફસાયા, પ્રીયે હવે તો આમ સામા આવો, કેમ હવે તો તમારા મનનું સમાધાન થયું ને ?

રૂક્મિણી—મારા મનતું સમાધાન તો પ્રભુ સાથે સબંધ બાંધ્યો ત્યારથીજ થયું છે ( સ્વ. ) લાવ્ય હવે પારી જાતક પુષ્પ પડાવી લેવા પ્રપંચ જાળ પાથરૂં (પ્ર.) પ્રભુ આ આનંદકારક સુગંધ કયાથી આવતી હશે વારૂ !

કૃષ્ણદેવ—( સ્વ. ) કદાચ ફુલતો કાઢી લીધું નથી ના. નાના છે તો ઠેકાણે, હા વાતને ઉડાવવા દે (પ્ર.) હાં દેવીએ ઉત્તમ સુગંધ તો તમારા શીરના વાળની.

રૂક્મિણી—( સ્વ. ) અરે વાહરે કૃષ્ણદેવ તમારાં ચરિત્ર (પ્ર.) મહારાજ પણ આ સરસ સુગંધતો જાણે ખાસ તમારી પાસેથી આવતી હોય એમ લાગેછે.

કૃષ્ણદેવ—હાં હાં પ્રીયે હવે મને સુગંધનું કારણ સમજાયું એતો આ—

અંગે ધર્યો છે અરગજા તેની સુગંધી આ હશે

રૂક્મિણી—એ અરગજા હું ઓળખું જુદું જણાવો નાથશે.
કૃષ્ણદેવ—કસ્તુરી કેસર અંગ ચોળ્યુ ગધ તેની આ હશે,
રૂક્મિણી—કસ્તુરી કેશર ગધ તે મુજથી અજાણી ના હશે.
કૃષ્ણદેવ—આ પુષ્પ માળા અંગ ધારી ગધ તેની આ હશે;
રૂક્મિણી—માળા સુગંધી આ નથી જુદુ જણાવો નાથ શે.
કૃષ્ણદેવ—અબળા કમળ તુજ અંગથી સુગંધ ફેલાતી હશે;
રૂક્મિણી—મુજ અંગની સુગંધ તેમુજથી અજાણી ના હશે.

**કૃષ્ણુદેવ**—દેવી ત્યારે એ સુગંધ આ તમારા વાળની.

**રૂકમણી**—અરે વાહરે કાનજી તમારી કપટકળા (પ્ર.) નહીરે નાથ એ સુગંધી તો આ મારા મોહનલાલની (છાતીપરથી ફુલ કાઢે છે) આ શું છે આ ? મને તો આની સુગંધ આવતી હતી.

**કૃષ્ણુદેવ**—અરરર ઠગાયા ઠગાયા (પ્ર.) હાં લાવો પ્રીયે આ ફુલ હું તમારી વેણીમાં બાંધી દઉં, તમે ઠીક વખતસર સંભાર્યું, નહિ તો ચીમળાઇ સુકાઈ જાત, હું એ તમને આપવુ ભુલી ગયો.

**રૂકિમણી**—પ્રભુ ! હવે આટલેથીજ પતાવોતો ઠીક બહુ જુઠુ બોલીએતો આવરદા ઘટે.

**કૃષ્ણુદેવ**—દેવી હું સોગન ખાઇને કહું છું કે એ ફુલ તમારા માટેજ આણ્યું હતુ.

**રૂકિમણી**—દેવ ! સોગન ખાઈ ખાઇને તો તમારૂ પેટ ભરાઈ ગયુ હશે.

**કૃષ્ણુદેવ**—જો તને મારૂ કહેવું સાચ્યું ન લાગતુ હોય તો તુ કૂહે તે પ્રકારે તારા મનની ખાતરી કરી આપુ.

**નારદ**—સત્યભામા સાંભળજે ! નારાયણુ ! નારાયણુ !

**રૂકિમણી**—મારા મનની ખાતરી તો ત્યારે થાય કે જ્યારે પેલી માનીતી સત્યભામાના સોગન ખાઈ કહોત્યારે.

**કૃષ્ણુદેવ**—તેના કરતાં તો તુ મને વધારે વહાલી છે. પ્રીયે ! તેમ છતાં જો તેમજ તારા મનની ખાતરી થતી હોયતો હું તે યાદવ કન્યા શત્રાજીત સત્યભામાના સોગન લઇને કહું છું કે આ પારીજાતક હું તારા માટેજ અહીં લાવ્યો હતો.

**નારદ**—સત્યભામા છે કંઇ બાકી ? નારાયણુ ! નારાયણુ !

સત્યભામા—જમવાને જગલોને કુટવાને ભગલો, છે કંઈ લેવા કે દેવા, રંગરાગ ભોગવવાને રૂકમણી અને સમ-ખાવાને સોંપીને સફરી સત્યભામા ઠીક હાથ આવી છે. પણ મને ઓછીના જાણશો હુંતો તમને બેયને રગે રગે રાઇ ચડાવું તેવી છું.

નારદ—હા. તેવીજ છો આ (પ્રપંચ નાટક પ્રવેશ ૩જો) નારાયણ ! નારાયણ !

કૃષ્ણદેવ—પ્રીયે વેણી સાથે ફુલ બાંધવાથી શરીરની સુંદરતા વિશેષ માલુમ પડે છે હો ?

રૂકિમણી—વ્હાલા એ સુદરતા આપના સૌભાગ્ય વડેજ છે મારા કામણગારા કાનજી.

રૂકિમણી— ગાયન.

ધન્ય ભાગ્ય સૌભાગ્યવતી જે,
પતિ સેવામાં અર્પે પ્રાણને;
આપ દુ:ખ તરણા સમ ગણીને,
પ્રભુ પ્રસન્ન કરી લેતી લાણને.
સકળ તીર્થ પતિ દેવ ચરણમાં
સકળ શાસ્ત્ર નીતિ નાથ શરણમાં;
વિકટ વાટ સંસાર અરણમાં,
શાન્તિ શ્રીપતિ ચરણ કમળમાં.
નાથ સાથ વનવાસ સ્વર્ગ સમ,
એથી અધીક શું કેવું આપને;
દેવી સુણો દ્રષ્ટાંત સતીનાં
કામ તેમની પતિ ભક્તિનાં.
સીતા સાવિત્રી સત્યવંતી;
દેવી દેવહુતી દમયંતી;

રાજ પાટ સુખ સંપત ત્યાગી,
પતિ સુખ કાજે રવડી રાનમાં.

---

## પ્રવેશ ૭ મો.

(સ્થળ સત્યભામાનો મહેલ સત્યભામા કૃષ્ણ રૂકમણી, નારદ.)

કૃષ્ણદેવ—અરે આજે અહીં પણ કંઇ અવનવો ખેલ દેખાય છે તેશું ! અહા શું માયાવી જાળ બીછાવી છે, ચાલ જઈ જોઉ તો ખરો

સત્યભામા— ગાયન.

જાઓ મોહન નફ્ટ નટખટ મને સતાવો નહિ.
લાલ લહેરી લટકે લટકાળા લલચાવો નહિ.
વાહરે વાહ શાણી રાણી.
આવ્યા શું પાસ મારી જાઓ જે હોય પ્યારી.
રીસાય શાને વ્હાલી રસીલી તું;
થાય શું છેક આમ હઠીલી તું.
દુઃખીયાને દુઃખ દેવા;
આવ્યા શું લ્હાણુ લેવા—જાઓ૦

કૃષ્ણ—પણ પ્રીયે તને આ દુખ થવાનું શું કારણ !

સત્યભામા-તમે તમારી વાત જાણ્યા જો મને અકળાતો !

કૃષ્ણદેવ—પ્રીયે, હવે બહુ થયું, હું કૃષ્ણ કે જેને લોકો સર્વ ગુણ સંપન્ન માને છે એકવાર સરસ્વતી અથવા દેવ ગુરૂ બ્રહસ્પતિ અથવા એથી પણ કોઇ સમર્થ વિદ્વાન મારી સાથે વાદવિવાદ કરવા માગે તો તેને પણ હું એકવાર બોલતા બંધ કરૂ પણ પ્રીયે તારા અખંડીત પ્રેમના અપુર્વ બળ આગળ મારી વિદ્યા કળા સર્વ નિર્બળ છે.

સત્યભામા—મહારાજ ! આરેતો પ્રેમમાં પુળો લિધેયો છે, પ્રેમના ઘુંટડા તો પેલી પ્રેમવાળીને ત્યાં પીવાય છે, પ્રેમના પકવાનતો નીત્ય ત્યાં જમાય છે. અરેરે જેને બોલે બંધ નહિ, જેની રગે રગ જુદી તેવાની સાથે તે પ્રભુએ મારૂ પાનુ કયાં પાડ્યું.

કૃષ્ણદેવ—લે હવે થયું તે ન થયું થવાનું છે ?

સત્યભામા—ખસો હું તમારૂં નામ લઉ છું કે તમે મને વળગતા આવો છો ?

કૃષ્ણદેવ—દાઝયા પર મીઠુ લગાડતા તો ઠીક આવડે છે. ખરેખર અબળાનું અંતઃકરણ સ્વભાવિક કોમળ હોય છે ખરૂં પણ પ્રસંગ પર તો વજ્રથી એ કઠણ થાય છે.

સત્યભામા—એવુ જાણ્યા છતાં પરણ્યા શું કરવા, ?

કૃષ્ણદેવ—થયુ હવે વધારે વિવેચનની જરૂર નથી, લ્યો હવે અમે જઈશું !

સત્યભામા—જાઓ છો ક્યાં આ જીવ લઈ જવુ હોય તો સુખેથી જાઓ, જ્યારે આમ કરવું હતું ત્યારે મને શા માટે બાંધી રૂંધી કુવામાં નાખી પ્રપંચથી પરણ્યા ?

કૃષ્ણદેવ—પ્રીયે આ બધુ કરવાનું કારણ શું છે ?

સત્યભામા—અજાણ્યા થઇ કોને સમજાવો છો, સુખ ભોગવવાને પેલી શોકય અને સમખાવાને સોંઘીને સફરી છું, મહારાજ બોલશો નહીં એટલે થયું.

કૃષ્ણદેવ—પ્રીયે મેં એને ચારૂ લગાડવા તારા સોગન તો ખાધા નથી.

સત્યભામા—હાય હાય પૃથ્વી મને મારગે શે નથી આપતી કે

હું સમાઈ જાઉં. પ્રભુ જુઠા જોડે તે જીવતર શી રીતે પુરૂં થશે !

**કૃષ્ણદેવ**—વારૂ જો તું કહે છે તેમ મેં કદાચ ભુલથી સોગન ખાધા હોય તો હવે તેવી ભુલ ન કરવા હું સોગન લઉ પછી કેમ !

**સત્યભામા**-સોગન ! તમારા સોગન ! રહેવા દયો પ્રભુ મને તમારી અહી સુધી ખાતરી છે, અરે સોગન ખાય તે તો સદાય જુઠા.

**કૃષ્ણદેવ**—વારૂ અમે જુઠા.

**સત્યભામા**--મારે શું જુઠા થાવ કે સાચા થાવ બેશના શીંગડા બેંશને ભારે પણ શું સ્વર્ગનું જોવા જેવું પુષ્પ તે પેલી શોખ્યને આપી આવો અને એની એક પાંખડીએ અમારા સુધી નહીં કે ?

**કૃષ્ણદેવ**—વળી એ શું કંઇ નત્રુંજ જાગ્યું, ફુલ શું ને વાત શી ! જેને લડવુંજ છે કલેશજ કરવો છે તેને એક નહીને હજાર બાના.

**સત્યભામા**-શું ત્યારે હું આ ખોટુંજ કહું છું ? અને હું અહી લડવાજ બેઠી છું ? હાય હાય જેની રગે રગ જુઠી તેનો તે કયે ભવ છુટકો થવાનો છે.

( નારદ, રૂકમણી, સ્વગત બાજુએ. )

**નારદ**—નારાયણ ! નારાયણ !

**કૃષ્ણદેવ**—હા ઠીક, યુક્તિ કર્યા વીના આ કલેશની આગ ઓલાય તેમ નથી. (પ્ર.) ઓહો એક સાધારણ ફુલને માટે આટલું બધું, લે એને એકતો તને બે ત્રણ તું કહે તેટલાં તારા આગળ ઢગલો કરૂં.

**નારદ**—ભાઇબંધ નારદ યુક્તિ રદ જશે, વિઠ્ઠલ વનિતાને

છેતરશે, આ બીચારી ભોળી સ્ત્રી જાણતી નથી કે પારીજાતક પુષ્પ કેવું હોય, ચાલ હમણાજ રૂક્મિણીને અહીં તેડી લાવું એટલે તેની વેણીમાંનું ફુલ સત્યભામા જોશે એટલે તાલ જામશે મીત્ર નારદ ( પ્રપંચ નાટક પ્રવેશ ૪થો) નારાયણ ! નારાયણ !

કૃષ્ણદેવ—પ્રીયે લે લે આ અનુપમ પુષ્પ લઈ પ્રસન્ન થા.

સત્યભામા-શું જે રૂક્મિણીને આપ્યું હતું તેમાંનુજ આ પુષ્પ છે !

કૃષ્ણદેવ—પ્રીયે હું સોગન લઇને કહું છું કે નારદ મુનીએ મને બે ફુલ આપ્યાં હતાં, તેમાંનું એક મે રૂક્મિણીને આપ્યું ને બીજું આ તારા માટેજ રાખી મુકયું હતું.

સત્યભામા-દેવ ! જો જો હો મને ઠગતા. મેં એવું સાંભળ્યું હતું કે નારદજીએ તમને એકજ ફુલ આપ્યું હતુ, પણ દેવ ! જ્યારે તમારી પાસે બે ફુલ હતાં ત્યારે મને આટલો કંકાસ શામાટે કરાવ્યો ?

કૃષ્ણદેવ—પ્રીયે હું આવ્યો એવોજ એ ફુલ તને આપવાનો હતો પણ તારાકંકાસમાં હું એ તને આપવું ભુલી ગયો.

સત્યભામા- પણ ત્યાં દોડયા દોડયા જઈ પહેલું આપી આવ્યા તેનું કેમ ! અમે તો બીજા દહાડાનું વાસીજ લેનારા કે લ્યો તમારૂં ફુલ તમને પાછું મારેતો એ નથી જોઇતું ( રૂક્મિણી નારદનો પ્રવેશ. )

કૃષ્ણદેવ—પ્રીયે હવે હું ત્યાં કદાપી તારી રજા વિના જઈશ નહિ, લે હવે રીસ તજી આનંદથી આ પુષ્પ લે.

નારદ—સાંભળ્યું રૂક્મિણી ? ( જાય છે )

**રૂકમણી**—( પ્રવેશી. ) ભલે એમ કરવાથી આર્ય પુત્રને સુખ થતું હોય તો અમે માત્ર દુરથીજ દેવના દર્શન લઇ રાજી રહીશું.

**કૃષ્ણદેવ**—શિવ શિવ શિવ ! વળી આ કયાંથી અત્યારે 'પ્ર) અરે પણ તમે અત્યારે અહીં કયાંથી તમને કોણે ખબર કહી ?

**સત્યભામા**-( રૂકમણીની વેણીમાં ફુલ જોઇ ) અરે પણ આના પુષ્પ જેવું તો આ પુષ્પ નથી. લ્યો તમારૂં પુષ્પ મારે નથી જોઇતું.

**કૃષ્ણદેવ**—અરે દૈવ હુતો આ કંકાસથી કંટાળ્યો.

**રૂકમણી**—પણ નારદજી પારિજાતકનું માત્ર એકજ પુષ્પ આપી ગયા છે અને તેને માટે આ આવી હઠ લઇને બેઠી છે તો દેવ લ્યો આ ફુલ હું તેને આપુ

**કૃષ્ણદેવ**—અરે વળી ફસાયા !

**સત્યભામા**-હાં સોગન ખાઇ કીયે મોઢે કહેતા હતા કે નારદજી મને એ પુષ્પ આપી ગયા છે. જોયુ જુઠની આવરદા કેટલી ઘડી, હાં કહો કહોને કે નારદજી મને એ ફુલ આપી ગયાતા કેમ તેના સામુ જોઇ રહ્યા છો. ?

**કૃષ્ણદેવ**—શું ત્યારે મારે એના સામુ પણ ના જોવુ ?

**સત્યભામા**-તે જુઓને તમને કોણ ના પાડે છે ?

**કૃષ્ણદેવ**—અરે હું કૃષ્ણ કે જેને લોકો માયાથી નિર્લેપ માને છે તેની પણ આજે માયાના પાસથી સંસારના ત્રાસથી કેવી દુર્દશા થઈ છે ! માયા ! માયા ! તારો મહિમા અપાર છે, બ્રહ્માદી મુનિશ્વરો પણ તારાથી હાર્યા છે.

કૃષ્ણ— ગાયન

મહા માયારૂપ અજબ મોહિની,
મોહ્યા મુનિજન જેના મોહમાં;
સિદ્ધ સાધુ સન્યાસી યોગીજન,
કોઈ ન ફાવ્યા તેના દ્રોહમાં.
જપ તપ તીરથ શમ દમ સાધન,
સ્નાન ધ્યાન શ્રુતી શાસ્ત્રની કથા;
વનવાસી અવિનાશી ઉપાસી,
નાશી ન તેથી માયાની વ્યથા—મહા૦
વશ્યા વિભુ મહામાયા સંગે, ક્ષિર સાગરમાં વાસ,
શીવજી પણ અર્ધાંગા સંગે, સાથે યોગાભ્યાસ.
બ્રહ્મા પણ સાવિત્રી સંગે વશ્યા કમળ દળ કેરા કોષમાં

સત્યભામા–શું હજીએ તમે મને બાળ્યાજ કરશો કે હવે તો તમારા દેખતાંજ હું જીભ કરડી મરૂછું.

કૃષ્ણદેવ—હાં હાં પ્રીયે શાંન્ત શાંન્ત ? જા તુ જે કહે તે મારે કરવું, તુ જે માગે તે મારે આણી આપવું.

સત્યભામા–મારે તો પારિજાતક ફુલવાળું આખું ઝાડ જોઇએ અને તે લાવી મારે મારા ચોકમાં રોપવું છે. કેમ બોલતા નથી. વિચારમાં પડયા !

કૃષ્ણદેવ—પ્રીયે ! આમ આ હઠ કરવી તે શા કામની ? પારિજાતક વૃક્ષ સ્વર્ગમાં છે તે હું તને શી રીતે લાવી આપીશ.

સત્યભામા–સતી દ્રૌપદીને સભા વચ્ચે ચીર આપ્યાં તેમ.

કૃષ્ણદેવ—વારૂ ત્યારે તે હું આણી આપીશ.

સત્યભામા–તમને હવે અહીંથી જવા દેનારજ કોણ છે ? અહીં

બેઠાં બેઠાં આણી આપો.

**કૃષ્ણદેવ**—આ તેમ તો તેમ. ( વૃક્ષ થઇ જાય છે. )

**સત્યભામા**—અહા આ રહ્યાં પુષ્પ.

**કૃષ્ણદેવ**—સબુર, દેવ રૂષી નારદ શિવાય એ પુષ્પ લેવાનો કોઇનો અધિકાર નથી.

**સત્યભામા**—ત્યારે પ્રભુ જલદી કરો નારદજીને બોલાવો.

**કૃષ્ણદેવ**—જુવો યાદ કરતાંજ આવ્યા, હવે ભક્ત નારદને નારાયણ નામનો ચમત્કાર બતાવું છું. આવો આવો દેવરૂપી નારદ પ્રણામ.

**નારદ**—કલ્યાણ કલ્યાણ.

**સત્ય**—પ્રભુ જલદી કરોને કેટલી વાર ?

**નારદ**—પ્રભુ આ શી છે વાત !

**કૃષ્ણદેવ**—મુનિદેવ આપના પુષ્પનીજ પંચાત.

**રૂકમણી**—મહારાજ એક પુષ્પ આપી ગયા તેમ બીજું પણ લાવો અને દેવી સત્યભામાના મનનો કંકાસ પતાવો.

**નારદ**—દેવી પારીજાતક પુષ્પ સ્વર્ગમાં છે તે હાલ અહીં કયાંથી લાવવું !

**સત્ય**—મહારાજ વૃક્ષ તો આ રહ્યું.

**નારદ**—હેં ! અરે વાહરે પ્રભુ તારી લીલા !

**કૃષ્ણદેવ**—મુનિદેવ મને તો આપે પુષ્પ આપી પ્રસન્ન કર્યો પણ હવે આપના પવિત્ર હાથે આ પુષ્પ આપી દેવી સત્યભામાને પ્રસન્ન કરો.

**નારદ**—જેવી પ્રભુની ઇચ્છા.

**સત્ય**—ઓહો પ્રભુ ? ભક્ત હોતો નારદજી જેવાજ હોજો.

**કૃષ્ણદેવ**—હા દેવી ભક્ત નારદ વિના આવો પરોપકાર

બીજું કોણ કરે ! કેમ મુની નારદજી મને પુષ્પ આપી જનાર તમે કે ?

**નારદ**—હા પ્રભુ.

**રૂકમણી**—અને આ લડાઇનું બીજ રોપી જનાર પણ તમે જ કે. ?

**નારદ**—હેં દેવી !

**કૃષ્ણદેવ**—તો તેનું ફળ લ્યો અને દેવી સત્યભામાને પારીજાતક પુષ્પ દયો. ( વૃક્ષનું ફરવું )

**નારદ**—ઓ પ્રભુ આ શો ઉત્પાત !

**કૃષ્ણદેવ**—કંઇ નહી મુનીદેવ એતો પ્રપંચ નાટકનો પ્રતાપ.

**નારદ**—ક્ષમા ક્ષમા પ્રભુ અપરાધની ક્ષમા.

**કૃષ્ણદેવ**—કેમ મુનીદેવ ! નારદ વધે કે નારાયણ ?

**નારદ**—નારાયણ ! નારાયણ. પ્રભુ આપની લીલા અપાર છે, તેનો પાર પામવા સંસારના પામર જીવ લાચાર છે.

**સત્ય**—પ્રભુ માફ કરો, દેવરૂપીનો અપરાધ ક્ષમા કરો. માફ કરજો મુનીદેવ મારા માટે આપને બહુ વેઠવું પડયું.

**નારદ**—નારાયણ ! નારાયણ ! ( હાથ પંપાળે છે.)

**કૃષ્ણદેવ**—વારૂ મુનીદેવ કંઇ વીર પાંડવોના સમાચાર ?

**નારદ**—મહારાજ જુગારની શર્ત પ્રમાણે પાંડવોના તેર તેર વર્ષ પુરાં થયા છે તો હવે આપ હસ્તિનાપુર પધારો અને પાંડવોને રાજ પાછું સોંપાવો, વીર દુર્યોધનને શાન્તિથી સમજાવો, મહારાજ ! ભક્ત પાંડવો અતિષે દુખી થાય છે.

**સત્ય**—પ્રભુ ભક્તનું કામ પહેલું કરો. પાંડવો આપણા

ભક્ત છે, મીત્ર છે, સાચા સંબંધી છે, તો જ્યારે તેમના દુખમાં આપણે ભાગ ન લઇએ તો બીજું કોણ લેશે ?

**કૃષ્ણદેવ**—ધન્ય છે પ્રીયે તમારી આવી સમયસુચકતાને ! એ પાંડવો પ્રત્યે દયાળુતાને !

**નારદ**—મિત્ર નારદ પ્રપંચ નાટકની પુર્ણાહુતી.

**રૂકમણી**—પ્રભુ જલ્દી કરો અને ભક્ત પાંડવોને દુખથી છોડાવો ! ( મુક્ત કરો. )

**રૂક-સત્ય-નારદ**— **ગાયન.**

મોહન મારાજીવન પ્યારા, નટવર નંદ દુલારાજી;
શ્રીધર સુંદર પ્રભુ લક્ષ્મીધર, દેવકીનંદન દયાળાજી.
ગીરીવર ધારી કુંજ બીહારી, વનમાળી દેવ મોરારી;
રસીક રમણ તમપર બલીહારી,રાધાવર રંગીયાળાજી--મોહન
પાન્ડુ નંદન ભક્ત તમારા દ્રૌપદી બાળા શીલ ગુણશાળા,
વન વન રવડે થઇ દુખીયારાં,
શાણી સતી દુખી થતી પાપે અતી;
કુરૂપતી દુષ્ટ મતીના. હા...... ..હા.
વ્હાર કરો જઇ વ્હાલાજી. મોહન૦

---

## પ્રવેશ ૮ મો.

---

( સ્થળ હસ્તિના પુરમાં વિદુરાશ્રમ, પાત્ર વિદુર આ કૃષ્ણ વિગેરે. )

**વિદુર**— **ગાયન.**

ક્યારે હવે મળશોરે મારા અંતર આતમરામજીરે;
ક્યારે હવે થાશોરે પ્રભુ અવધ પુરી ઘનશ્યામજીરે.

જીવ આ ગુંચાઈ રહ્યા જગત જંજાળમાંરે;
માયાના મારે મરી જાયછેરે—કયારે.
જગત પ્રપંચ મને રંચન રૂચેરે;
અલખ શરણુ ચિત્ત ચહાયછેરે—કયારે.
નાથ નિભાવી લ્યો મરણુના મારથીરે;
અણુધ અધીક અકળાયછેરે—કયારે.

સ્ત્રી—અહો! સ્વામી આકાશ માર્ગે આ પ્રકાશ શાનો ?

વિદુર—અહો ધ્યાન કરતાંજ દેવે દર્શન દીધાં, ધન્ય પ્રભુ! ધન્ય મહારાજ!

કૃષ્ણદેવ—કેમ મહારાજ વિદુર પ્રસન્ન ?

વિદુર—પ્રભુના દર્શનથી, દેવની કૃપાથી.

કૃષ્ણુ—કેમ શું ચાલે છે કામકાજ !

વિદુર—પ્રભુના ચર્ણાર્વિંદનું ધ્યાન, પરમાત્માનું નિત્ય જ્ઞાન એજ અમ જેવા સાધુ યોગીઓનું કામ. પ્રભુ ! આપના ભક્ત મિત્ર પાંડવોના સમાચાર ?

કૃષ્ણુ—વિરાટ વીગેરે રાજાઓની મદદથી પાંડવો વિરાટ નગરમાં જાહેર થઇ આ તરફ આવવા કુચ કરી ચુકયા છે.

વિદુર—શું પાંડવો અહીં આવશે ?

કૃષ્ણુ—હા અને થોડાજ સમયમાં એક મોટી લડાઇ પણુ થશે.

વિદુર—શું ભાઇ ભાઇ એક બીજા સાથે લડી ચંદ્રવંશનો નાશ કરશે ?

કૃષ્ણુ—તેમ ન થાય માટેજ ધર્મરાજના કહેવડાવ્યાથી પરસ્પર સલાહ માટે હું અહીં આવ્યો છું. કૌરવ રાજસભામાં જાઉંછું, જો તે માની રાજા માને તો સમજાવુંછું.

વિદુર—દેવ આપનો શું સત્કાર કરૂં ! આપના લાયક મારી પાસે શું છે ?

કૃષ્ણ—ભક્તરાજ તમારા અંતરના પ્રેમથી તમારી અપૂર્વ ભક્તિથી મ્હારો સત્કાર થઇ ચૂકયો છે. હું ભક્તના પ્રેમને આધિન છું. ચહાનારને ચાહું છુ.

વિદુર—વારૂ પ્રભુ પાણી લાવું જળપાન કરશો ! જમ્યા તો હશો ?

કૃષ્ણ—નહિ ભક્તરાજ દ્વારીકાથી હાલજ ચાલ્યો આવું-છું, ભૂખ પણ બરોબર લાગી છે, અને ન લાગી હોય તોપણ તમારા જેવા ભક્ત સાધુને ત્યાં તો માગીને ખાઇએ કયાં પરાયું છે ?

વિદુર—ના દેવ સર્વ તમારૂંજ છે. તમારૂંજ આપ્યું સર્વ સંસાર ભોગવે છે (સ્વ.)હવે શું કરૂ, કયાં જાઉં, શું આપું ? હે પ્રભુ પરમાત્મન્ ભક્તવત્સલ ભગવાન.

કૃષ્ણદેવ—ભકતરાજ શું વિચાર કરો છો, લાવો લાવો ભુખ ઘણી લાગી છે.

વિદુર—ખમા ખમા પ્રભુ ખમા મહા સામગ્રી તૈયાર થાય છે, શું આરોગશો દેવ ?

કૃષ્ણદેવ—જે હોય તે લાવો ફળ ફળાદી કાચુ કોરૂં શાક ભાજી કંઇ પણ લાવો લાવો જલદી કરો.

વિદુર—સતી ! મહા સામગ્રીને કેટલીવાર છે ? પ્રભુ પ્રસાદ આરોગવા ઉતાવળ કરે છે.

સ્ત્રી—દેવ લાવું છું.

કૃષ્ણદેવ—(સ્વ.) શું છે તે હું બરાબર સમજું છું. પાપી દુર્યોધને ભક્તની લાજ લુંટાવા એક મુઠી અનાજ

પણ વિદુરને નહિ આપવા રાજમાં સખત હુકમ કર્યો છે, ભક્ત ગભરાય છે, ભક્તરાજ લાવો લાવો કેટલીવાર ?

વિદુર—અરે કેટલીવાર ?

સ્ત્રી—એ લાવી મહારાજ.

વિદુર—અરે પણ ઘરમાંતો એક દાણો પણ નથી શું લાવશે હે દીનાનાથ હે પ્રભુ !

સ્ત્રી—લ્યો પ્રભુ બીરાજો ભક્તની આપેલી ભાવની ભેટ સ્વિકારો.

વિદુર—અરે આ શું લુખી ભાજી ! હરે હરે પ્રભુ શું થશે હવે !

સેવક—મહારાજ કૃષ્ણદેવ આ સાધુ વિદુરને ત્યાં આપને જમવા લાયક શું હશે એમ ધારી અમારા રાજા દુર્યોધને આપના માટે આ ઉત્તમ પકવાન પીરસાવી મોકલ્યાં છે.

કૃષ્ણદેવ—સેવક તારા રાજાને જઇને કહેજે કે જે અષ્ટ સિદ્ધી ભક્ત વિદુરને ત્યાં છે તે તારા રાજ્યમાં નથી, તારા હૃદયમાં નથી, તારા સ્વપ્નમાં પણ નથી.

સેવક—(હસીને) હા હા લુખી ભાજી તે રાજાના સ્વપ્નમાં કયાંથી હોય ?

કૃષ્ણદેવ—શું આ ભાજી છે ?

શેવક—હા ભાજી મીઠા વિનાની.

કૃષ્ણદેવ—ચાલ દુર કર તારા પકવાનનો થાળ. ભક્ત વિદુરની ભાવથી આપેલી ભાજી મને પંચામૃત સમાન છે તારાં પકવાન મને શિવ નિર્માલ્ય છે.

વિદુર—ધન્ય પ્રભુ ! ધન્ય પુરૂષોતમ ! ધન્ય રણછોડરાય ! ધન્ય દ્વારીકાધીશ જગદીશ !

**સેવક**—પ્રભુનો જય થાઓ, મહારાજ પાન્ડવો આ પાસેના જંગલમાં આવી પહોંચ્યા છે, રાજા દુર્યોધન આપને હરકત કરે માટે તે અત્રે મળવા આવી શકતા નથી. દેવ પાન્ડવો માતા કુન્તા સહીત આપને ત્યાં મળવા બોલાવે છે.

**કૃષ્ણુદેવ**—ભક્તરાજ રાજમાતા કુન્તાને લઈ આપ પાન્ડવોને જઇ મળો, હું રાજસભામા જાઉં છું. જો તે મદાંધ રાજા માને તો સમજાવું છું.

**વિદુર**—અસ્તુ ભગવાન કૃપાનિધાન ! જય જય પ્રભુ ! જય જય પ્રભુ !

**કૃષ્ણુદેવ**—દેવી ! તમે પણ માતા કુંતા પાસે જઇ સતી દ્રૌપદીના દર્શન કરો હુ હમણાં ત્યાં આવું છું.

**રૂ. સ.**—આજ્ઞા પ્રભુ.

**વિદુર**—ધન્ય પ્રભુ ! ધન્ય પ્રભુ ! પધારો દેવી આ દાસની ઝુંપડી પાવન કરો.

---

## પ્રવેશ ૯ મો.

( હસ્તિનાપુરની રાજસભા. પછીથી કૃષ્ણુદેવ. )

**ચોકીદાર**—જય જય હસ્તિનાપુર પતી મહારાજાધીરાજા દુર્યોધન મહારાજને ઘણી ખમા.

**દરબારીઓ**—

વીજય જય પામોરે સદાય નૃપતી,
સકમ જગ વાધોરે સુજશ કીરતી;
સ્વામી છો માની દાની ન્યાયગામી,
પ્રજા જન અભીરામી.

જ્ઞાતા છો જ્ઞાની ગુણુના,
વિનવે આ દાસ જન નમી ચરણે;
પ્રભુ તપો અચળ આ રાજ રીદ્ધી નૃપતી–વીજય૦

**નાચરંગ.**

**નેકીદાર**—મહારાજ ! દ્વારકાંધીશ શ્રીકૃષ્ણુ ભગવાન પધારે છે.

**દુર્યોધન**—આવવા દે.

**ભિષ્મ**—અહો કૃપાનિધાન ભગવાન ! બીરાજો આ આસને પભુ ! પ્રભાતે સુર્ય ઉદય થતાં જેમ કમળ પ્રફુલ્લ થાય છે તેમ હમે આપના દર્શનથી પ્રફુલ્લ થયા છીએ.

**ધૃતરાષ્ટ્ર**—જેમ સુર્ય દર્શન ભમરાઓને કમળ બધનથી છોડાવનારાં તેમ આપના દર્શન અમ જેવા પામર જીવોને સંસાર બધનથી છોડાવનાર છે.

**દુર્યોધન**—કેમ કૃષ્ણુ કયાંથી આવ્યા ? કયારે આવ્યા ? કેમ આવ્યા ?

**કૃષ્ણુદેવ**—દવારીકાથી આવુછુ રાજા દુર્યોધન.

**દુર્યોધન**—હાલ કયાં છે મુકામ ?

**કૃષ્ણુદેવ**—જ્યાં છે મહાત્મા વિદુર આશ્રમ.

**દુર્યોધન**—હેં હેં હેં ગોવાળ તે રાજાનો મેમાન થયોછે કોઇ ભવે, એ તો એવા સાધુ વેરાગીને ત્યાંજ સભવે.

**શકુની**—મહારાજ ? આપ ચક્રવર્તિ નરપતીનો તે એક આહીર ગોવાળ અતિથી થઇ શકે એ તો સાધુ સાધુને ત્યાંજ ઘટે.

**દુર્યોધન**—હાં ત્યાં ખાનપાન વગેરેનો તો યોગ્ય સત્કાર થયો હશે ? સારી પેઠે તૃપ્ત તો થયા હશો ?

**કૃષ્ણુદેવ**—હા તમારી ધારણા પુર્ણુ કરી તમે તૃપ્ત થયા. મારી ધારણાથી હું તૃપ્ત થયો. અને ભક્ત વિદુર

તેમની પોતાની ધારણા પ્રમાણે તૃપ્ત થયા.

**ભિષ્મ**—પ્રભુ આપ સર્વની મન કામના પુર્ણ કરનાર પુર્ણકામ છો, સર્વને સર્વની ભાવના પ્રમાણે સિદ્ધિ આપનાર છો.

**દુર્યોધન**—હાં ત્યાં સુખશાન્તિ તો સારી મળી હશે ?

**કૃષ્ણદેવ**—હા તેવી શાન્તિ ત્રિભુવનમાં હજી મને ક્યાંઇ પણ મળી નથી, ભક્ત વિદુરના પ્રેમ ભવનમાં વૈકુંઠનો વિલાસ, સ્વર્ગની શાન્તિ અને યોગીયોને પણ દુર્લભ એવો બ્રહ્મલોકનો આનંદ હતો.

**દુર્યોધન**—વારૂ ત્યાં ભોજનમાં શું હતાં પકવાન ?

**કૃષ્ણદેવ**—પંચામૃતથી મીઠાં અતી સ્વાદિષ્ટ મિષ્ટાન.

**દુર્યોધન**—કહે છે કે ત્યાં હતી લુખી ભાજી, સભામાં લપડાકથી મોં રાખો છો રાજી ?

**કૃષ્ણદેવ**—રાજા દુર્યોધન ! જે આનંદ જે શાન્તિ ભક્ત વિદુરની પ્રેમથી પીરસેલી ભાજીમાં હતી, જે વિશ્રાન્તી તેમની ઝાડપાનથી સજેલી પવિત્ર ઝુંપડીમાં હતી, તે આનંદ તે શાંન્તિ તમારા વિવિધ રત્નોથી શણગારેલા રાજ મહેલમાં પણ નથી. વિદુરની ભાવથી આપેલી ભાજી મને પંચામૃત સમાન છે, તમારા પ્રેમશુન્ય હૃદયથી પીરસેલાં પકવાન મને શિવનિર્માલ્ય છે.

**દુર્યોધન**—(હસીને) ખાબોચીયાનું રહેનાર દેડકું મહાસાગરના ગંભીર જળની મજા શું માણે ? છાણનો કીડો તે પુષ્પની સુગંધી શું પીછાને ?

**ધૃતરાષ્ટ્ર**—પુત્ર દુર્યોધન આ તું શું કહે છે ? કોના સામે બોલે છે ?

**દુર્યોધન**—આહિરનું એઠું ખાનાર ગોવાળની સામે, વ્રજ વનિતાઓની લાજ લુંટનાર લંપટ ગોપાળ સામે,

**ધૃતરાષ્ટ્ર**—અરે ધર્મશુન્ય પુત્ર દુર્યોધન ! કૃષ્ણને કલંક આપતાં મોઢાને એકદમ બંધ કર.

**કૃષ્ણદેવ**—રાજા ધૃતરાષ્ટ્ર પીતામહ ભિષ્મ તથા સર્વ કુરુવંશીઓ સાંભળો ફક્ત પાંચજ દીવસની અંદર મહા ભયંકર યુદ્ધ થશે. તમામ ચંદ્રવંશી ક્ષત્રીઓનો પરસ્પર નાશ થશે, તે ભવિષ્ય વિચારી તમારા પુત્રોનું તેમજ પાંડવોનું હિતધારી પરસ્પરમાં સલાહ કરાવવા માટે મારૂં આહીં આવવું થયું છે માટે કૌરવ પાંડવોએ સલાહથી મળી જવું એક થવું એજ કુરૂકુળના કલ્યાણનો માર્ગછે.

**દુર્યોધન**—શું મારી અને પાંડવોની સલાહ ? તુચ્છ આગીઆની સુર્ય સાથે સલાહ? અરે એક કંગાલ બકરીની વનરાજ સીંહ સાથે સલાહ ? નહિ નહિ પ્રાણાંતે નહિ, કોઇ કાળે નહિ.

**કૃષ્ણદેવ**—રાજા ધૃતરાષ્ટ્ર ! ધર્માત્મા પાંડવોએ કહાવ્યું છે કે હે પિતા ! અમો વનમાંજ જનમ્યા છીએ. જન્મ વખતે અમારા પેટ પોષણ માટે અરે અમારા રક્ષણ માટે અમારી પાસે પૃથ્વી માતા નહોતી. ઉમરમાં આવતાં અમે તે અમારા બળ પ્રતાપથી મેળવી તો તે તમારાજ પુત્રોએ અમારાજ વહાલાભાઇઓએ અમારી પાસે એક ક્ષણ વાર પણ રહેવાનદીધી, કપટ બુદ્ધીથી જુગાર રમી હમારી રાજ લક્ષ્મી હરી લીધી, તો હે વડીલ પીતા હવે તે અમારી જુગારમાં જીતાયલી અર્ધ પૃથ્વી અમને પાછી અપાવો તો સારૂં.

**ધૃતરાષ્ટ્ર**—હા કૃષ્ણદેવ બાળક પાંડવોનું તેમજ આપનુ કહેવું અક્ષરે અક્ષર સાચું છે. પુત્ર પાંડવો મારા વ્હાલા ધર્માત્મા પુત્ર પાંડવો ખરેખર જન્મથીજ તમે દુખી છો. તમારા સુખના પ્રસંગે પણ આ નિર્ભાગીઓએ અરે મેં જાતેજ તમને વનવાસનું દુ.ખ આપ્યું છે, રે પુત્ર દુર્યોધન! રેકુલઘાતી કુલાંગાર કુમાર, મહા યોગેશ્વર કૃષ્ણ અખીલેશ્વરની હિત શિક્ષા ધ્યાનમાં લે, ચદ્રવંશના નાશનું મુળ કુટુંબ કલેશ પાંડવોનો દ્વેષ છોડી દે છોડી દે.

**દુર્યોધન**—હા છોડીશ, હવે નક્કી છોડીશ

**ધૃતરાષ્ટ્ર**—હા છોડીશ ! કયારે !

**દુર્યોધન**—જયારે આ શરીરથી પ્રાણ છુટા થશે ત્યારે.

**ધૃતરાષ્ટ્ર**—અસ્તુ, એમજ થાઓ. તારા જેવા કુળ કલક પૃથ્વીને ભાર રૂપ અરે માત્તા પિતાને અપવાદ રૂપ પુત્ર તારૂ એમજ થાઓ.

**કૃષ્ણ**—કેમ રાજા દુર્યોધન ! અતરની નીચતા કંઈ કમી થાય છે ? આ વૃદ્ધ પિતાના કલ્યાણકારી બોધ વચનો કઇ સમજાય છે ?

**દુર્યોધન**—હા હા સમજાય છે સમજાય છે.

**કૃષ્ણ**—શુ સલાહ કે સગ્રામ !

**દુર્યોધન**—સંગ્રામ, સંગ્રામ, ક્ષત્રીઓનુ મુખ્ય કામ સગ્રામ છે, સલાહ કરવી એ બીકણ બાયલા પુરૂષોનુ કામ છે

**કૃષ્ણ**—સમજ જયાં જયાં અભિમાન છે ત્યાં છેવટે બુરૂ પરિણામ છે.

**કરણ**—ફીકર નહિ યુદ્ધ માટેજ આ તીર કમાન છે, સં-

આમ ન થાય તો આ કરણને જીવવાનું શુ કામ છે. ?

**શકુની**—શું મારો કરેલો પ્રયત્ન ધુળ મેળવવો છે ? જીતાયલી બાજી હાથે કરી હારી જવી છે ! નહિ નહિ કદી નહિ.

કૃષ્ણ—છેવટે પચાસ ગામ જેટલી જમીન તેમના પેટ પુરતી ?

**દુર્યોધન**—નહિ, શત્રુને શું હું મારા ઘરમાં વાસ આપુ ? મારા છુપા રાજ રહસ્યનો ભેદ તેમના આગળ ખુલ્લો પાડું ? નહિ કદી નહિ

કૃષ્ણ—છેવટે પચીશ

**દુર્યોધન**—નહિ બીલકુલ નહિ.

કૃષ્ણ—અરે છેવટે જંગલમા એક ઝુંપડી બંધાય તેટલી જગા ફક્ત સાડા ત્રણ હાથ જમીન ?

**દુર્યોધન**—નહિ, રાજા બળીની માફક મારી બુદ્ધી બળી ગઈ નથી કે હુ સાડા ત્રણ ડગલાં જમીન આપી મારી રાજ લક્ષ્મીનું નિર્મુળ કરૂ, મારા કટ્ટા દુશ્મન પાંડવોને હુ મારા ઘરમાં સંઘરૂ

કૃષ્ણ—અરે છેવટે યતકિંચીત જગા એક સોયની અણી ઉભી રહે તેટલી જગા !

**દુર્યોધન**—નહિ, તે જાલીમ શત્રુઓ મારા રાજ્યમા નહિ, રાજ્યની હદમાં નહિ, જ્યાં સુધી હું રાજા છું ત્યા સુધી તેમનો પડછાયો પણ નહી.

કૃષ્ણ—શિવ શિવ ! પ્રતાપી ભરત વંશમાં મહા તેજસ્વી ચંદ્રવંશમાં પુણ્યશાળી વૃદ્ધ વડીલની આજ્ઞા તોડનાર કુળદ્રોહી રાજપુત્રો કેમ જનમ્યા. ?

**દુર્યોધન**—રે કૃષ્ણ વધારે બોલવામાં સાર નથી ? સંભાળ આ કંઇ ગોવાળનો દરબાર નથી ?

કૃષ્ણ—જે દરબારમાં ન્યાય નથી, ઇન્સાફ નથી, તે રાજ-
દરબાર નથી પણ નર્ક દ્વાર છે, રાજા દુર્યોધન !
જે વંશમાં રાજા યયાતીના પુત્ર પુરૂ જેવા આજ્ઞા
પાલક પુત્રો થઇ ગયા કે જેમણે પીતાની આજ્ઞા
થતાંજ પોતાની જુવાની પીતાને સોંપી તેમનું
ઘડપણ પોતે લીધુ. અરે જે પ્રતાપી ચંદ્રવંશમાં
દ્રષ્ટાંત રૂપે આ તારીસામેઉભેલા પીતામહ
ભિષ્મ કે જેણે પિતાની સહેજ આજ્ઞા થતાં પો-
તાનીમાતા સત્યવતીને સંતોષવા સંસારના
જુઠા વૈભવને અરે એક મહાન ચક્રવર્તિ સા-
મ્રાજ્યને લાતમારી પોતે જીતેદ્રીય થઇ સદાને
માટે રાજ્યના દાસ થયા, અખંડ બ્રહ્મચારી
ખાસ થયા, તે વડીલ વૃદ્ધ પુણ્યશાળી પીતામહ
ભિષ્મની ધીર ગંભીર મુર્તિ આ તારી સામે
રજુ છે તેનો દાખલો ધ્યાનમાં લે, અંતરની મહા
નીચ મતી પાપ બુદ્ધી તજી દે તજી દે, તારા જે
વડીલ ભાઇ પાંડવોને તેનું અર્ધ રાજ પાછું દે.

દુર્યોધન—આ જન્મે નહીં, સાત જન્મે નહીં, કોઈ કાળે નહી.

દુશાસન—એકવાર નહિ, હજારવાર નહિ, લાખવાર નહિ.

કૃષ્ણ—અસ્તુ. રહી દુષ્ટ સંગે ગઈ શાન સુદ્ધી;

વીનાશ કાળે વિપરીત બુદ્ધી. રાજા દુર્યો-
ધન યાદરાખ, આ કુટીલ કરણ દુશાસનના
ભમાવ્યાથી, દગાબાજ શુની શકુનીએ જુગારમાં
જીતાવ્યાથી, તું પ્રભાતના કમળની માફક પ્રફુલ
થયો છે, સંધ્યાકાળના રંગની માફક ખીલી રહ્યો
છે, તથાપી એ તારી પ્રફુલતાને બાળનારી બળ-

ભીમ ભીમના મહા ક્રોધ રૂપી હેમંત ૠતુ નજીક આવે છે, તારી ખીલેલી સંધ્યા ચંદ્રવંશનો અસ્ત સમય નજીક બતાવે છે.

દુર્યોધન—રે કૃષ્ણ ! મારી પાસે એક એક એવાતો મહારથી ધીરવીર છે કે જેના સામર્થ્ય આગળ ભીમ અર્જુન અરે નિર્માલ્ય પાંડવ એક કુંજર આગળ કીટ સમાન છે.

કૃષ્ણ—જે માનવી જનમી જગે જગદીશને ભુલી ગયો;
તે ધર્મ નિતી સત્યના વ્યાપારથી ડુલી ગયો.
તે કદી જો ભૂપતિ શ્રીમંત કે શાણો થયો;
આજ છે કાલે નથી આવ્યો ન આવ્યો તે થયો.

ધૃતરાષ્ટ—શિવ શિવ શિવ ! ગોઝારા પુત્રા સાક્ષાત કૃષ્ણયોગેશ્વર અખિલેશ્વર ! તેનો તિરસ્કારરે ધિક્કાર ધિક્કાર !

કૃષ્ણ—રાજા ધૃતરાષ્ટ ! આપની શીખામણથી શું વળશે, અથવા તો ભિષ્મ પીતાના સમજાવ્યાથી શું થશે; અથવા તો મારા સંદેશાથી શું બનશે ! બનશે ત્યારે કે જયારે વાયુપુત્ર મહાબલી ભીમસેન પોતાના હાથથી બળસીમ ગદાને તોળશે ત્યારેજ હા ત્યારેજ આ આત્મઘાતી મહા પાપી રાક્ષસ રાજા દુર્યોધન પોતાના કુળ કુટુંબના અંત સાથે ધર્મરાજને તેમની રાજ લક્ષ્મી પાછી સોંપશે.

ભિષ્મ—શિવ શિવ શિવ ! આ મહા સંતાપકારી શબ્દો મહારાજ કૃષ્ણદેવના હૃદય ક્રોધાગ્નીથી નીકળેલા અંગાર જરૂર કૌરવકુળ નંદન વનને થોડા કાળમાં બાળી રાખ કરશે.

દુર્યોધન—અરે વીર દુશાસન, મહારથી કરણ, પકડો પકડો

એ કંસના શત્રુ કૃષ્ણગોવાળને, બાંધો મારો એ મારા દુષ્ટ કાળને.

કૃષ્ણ—ખબરદાર ? સત્યને જુઠનો બંધ, ધર્મને અધર્મનો બંધ, પુણ્યાત્માને પાપીનો બંધ, પાપીયા સદા મુક્ત વિરક્ત બંધનરહીત યોગીને તું શું બાંધીશ. જેની માયાના પાસમાં સ્થાવર જંગમ જડ ચેતન અરે સર્વ સંસાર જેના બંધનમાં છે તેના આશ્રિત સમર્થ સાધુ મહાત્માને તું દુરાત્મા શુ બાંધીશ ?

**દુર્યોધન**—અરે પકડો પકડો નાસે નહિ, હા કૃષ્ણ નકચા તુંજ મારો કાળ છે, હુ તને કાળ જોઉછુ.

કૃષ્ણ—હા હુ તેજ કાળછું, સજ્જન સાધુજનોનો પ્રતિપાળ છુ, તારા જેવા દુષ્ટ કાળ મુખાકાળનો હુ કાળછું, દુબુંધી જો જો કાળ કેવો છું ?

( અનેક કૃષ્ણના રૂપમાં દુર્યોધન દુશાસન વિગેરેને દબાવવા )

ટેબ્લો.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

(સ્થળ—ઉત્તરાનો બગીચો, પાત્ર ઉતરા સાહેલીઓ સાથે )

ઉત્તરા— ગાયન.

અહો સખી રાજકુમારી, રાજની પ્યારી ઉત્તરા બાળી-અહો.
નહી રાગ રંગે રમે નહીં સખી સંગ ગમે,
વ્યથા દીલ શાને દમે કહે શું દુઃખ તને;
ખમા ખમા બલા લઇએ વારી બેન એ મારી—અહો.
યુવાથી અંગ ખીલ્યુ કીધુ મુખ કેમ વીલું,
સુમન રૂડું રસીલુ આજે થયુ શે હઠીલુ;
ધીરી ધીરી વ્હાલી બેન એ મારી શે દુખીયારી—અહો.
સુતા વૈરાટની તું પાન્ડુ કુળ રાજ વધુ,
મારા સમ માન તું ઘટે ના કેવુ વધુ;
હાલો માલો સખી સંગ રસીલી મોહન વેલા—અહો.

સાહેલી૧—બેન કેમ કંઇ મનને આનંદ નથી ?

" ૨—ગ્રીશ્મઋતુમાં વેલીને આનંદ હોય કે ! વિરહ સુર્યના તાપથી તપતી વનલત્તા પ્રસન્ન હોય કે ?

" ૧—પણ બેન તમને વિરહ કોનો ?

" ૨—આ કોનો તે વહાલાનો.

" ૧—વહાલાતો તેમને આપણે છીએ.

" ૩—હા આપણે વહાલાં ખરાં પણ બહારનાં, અંતર બ્હાલા તે કોઇ જુદાજ છે.

" ૧—હેં અંતર બ્હાલા એ વળી કોણ !

,, ૩—આ કોણ તે અર્જુન કુમાર અભીમન્યુ ! આ સતી રતીના પ્રાણાધાર પ્રદ્યુમન્ય.

,, ૧—હાં હાં હવે સમજાયું એજ કે આપણી પ્રીય સખીના ચિત્ત ચોર કામ કિશોર.

,, ૨—હા એજ.

,, ૧—તો તે માટે ચિંતા શી, સુખનો સમય તો હવે નજીક આવે છે.

ઉતરા—પણ બેન હાલ તો વિરહ વેદનાથી મન અતિષય વ્યાકુળ છે.

સુવું ત્યાં પીયુ સાંભરે, જાગું ત્યાં પીયુજોઉં.
પીયુ પીયુ રટતી પંખીણી, અંતર ભડકે રોઉં.

સાહેલી૧—બેન મળશે, મળશે, અવસ્ય તમને પીયુ મળશે.
સરીતા યોગ્ય સમયે નક્કી સમુદ્રમાં ભળશે.

,, ૨—બેન આવો બાગમાં ફરી બેનને આનંદ પમાડીએ.

ઉતરા—હા આનંદ આનંદ ન કયાં જણાએ,
આ આગમનની મનમાં સમાયે;
કોને જણાવુ સખી કોણ જાણે;
મનના વિચારો મનમાં વિરામે.

સાહેલી૨—અરે પણ આમ કલ્પાંત કરવાનું શું કારણ ?

ઉતરા—સખી મને એક અજાયબ સ્વપ્ન થયુ.

સાહેલી૧—બેન એવું તે શું સ્વપ્ન આવ્યું કે જેથી કમળ વદન કરમાયું ?

ઉતરા—સખી ! શું કહું સ્વપ્નની વાત !

સાહેલી૧—તોયે તોયે ?

ઉતરા— ગાયન.

સખી સ્વપ્ન મહીં મનમોહન મેં નીરખ્યા એકાન્ત વિષે

થયે;

શરમાઇ રહી રતી નાથ મદે મુખથી નહીં કાંઇ બોલાયઅરે.

( હાં પછી, )—

વિનવે અતિ વલ્લભ વ્હાલ ધરી નવ ઉત્તર મુખ અપાય જરી;
નીચું જોઈ રહી દ્રગ પ્રેમ ભરી ખણુતી પૃથ્વીનીજ પાય અરે.

( વારૂ પછી )—

કર સાહી રસીક રૂદે વળગ્યા કરતાં બળ શે ન થયા અળગા.
તુટી હાર ગયો એ રકા ઝકમાં કસ કંચુકીની છુટી જાય અરે;

( ઓહો આગળ )—

છુટી કેશ ગયા વિખરાઇ અરે ગઈ દેહ કળી કરમાઇ અરે;
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે પણ નાથ થયાનગણાજઅરે;

( ઠીક પછી )—

મનથી મન સેજ ધયું પિગળી જેમ સાકર દુધની સંગ ભળી.
કીધ ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે;
ઓહો સ્વપ્નમાંતો ખુબ સુખ જોયું વારૂ પછી.)—
મુખ તાંબુલની પીચકારી ઉડીરે અચાનક નાથને અંગ પડી.
સખી તે રજની અને તેજ ઘડી રસીઓ રીસ લાવી
રિસાય અરે.

( અહા કેવું સ્વપ્ન ઠીક પછી. )—

સજી શસ્ત્ર શરીરશું અશ્વ ચડી રણ જાય પિયુ અરે
હુંથી લડી;
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીત નાથ
મનાય અરે.

સખી-૧-ઓહો બેન સ્વપ્નની વાત તેમાં તે આટલો શો
સંતાપ !

,, ૨-અરે રાત દાહાડો જે પીયુ પીયુ કરે તેને તો
પીયુનાજ સ્વપ્ન આવેકને.

,, ૧-હા વસંત રૂતુમાં કોયલને આંબાની ડાળ ઉપર

ઝુલતુ યાદ આવેકને ?

,, ૨–સખી ખરૂ છે જેમ નગરની શોભા નગરવાસી-
ઓથી તેમ સરીતાની શોભા સાગરથી છે.

**ઉતરા**—અરેરે સુઘડચદ્રીકા રસીકચદ્ર વિના તલસાય છે
પ્રફૂલ વલ્લીકા પ્રીયતમ માળી વિના કરમાય છે.

**સખી**–૩–પણ તારે તો ચંદ્ર છે, માળી છે, સર્વ છે.

**ઉતરા**—હેં કયાં છે ?

**સખી**–૨–આ અર્જુનકુમાર અભિમન્યુ તે કોણ ?

**ઉતરા**—હા પણ તે અહી કયાં છે, દુર છે, વિયોગી છે.

**સખી**–૩–તો સયોગી પણ થશે.

,, ૨–સખી મળશે મળશે નક્કી તને પ્રીયતમ મળશે.

**દાસી**—બેન માજી તેડાવેછે, સાસરેથી આણું આવ્યુ છે.

**સખી**–૧–વાહરે સખી વાહ !ભાવતુજ ભોજન મલ્યુ, જો
બ્હેનો ચાલો, બ્હેનનું ભાગ્ય તો ફલ્યું.

,, ૨ બેનબા નાધારો સેવા કર્યા પહેલાજ ફળી.

,,–૧–સખી નવીન આનદ મળતાં આ સખીજનને વિસારશો
નહી હો બેન.

**સખીઓ**— **ગાયન.**

જોજે અલી હર્ષ ઘેલી થતી ભાન ભુલી જતી
ન્યાળી રતી પતિ સલુણી શાણી સ્નેહના સુરાજયમાં—હાં૦
જોજે અલી વલ્લભથી મળી વેલી વાંકી વળી
આલી જતી ભુલી થઇને શાણી–સ્નેહના
પિયુ સગ હાસ્ય લાસ્ય નેત્રના વિકાશમાં,
જડી રહી પ્રીતમ પ્રાણ પ્રેમ નાગ પાસમાં
દીલ હર દર્શ સ્પર્શ હર્ષના પ્રકાશમાં;
ભલા ભલા ભાગ્ય ભોગ યોગના વિલાસમાં—

બાળી ભોળી બાળા પ્રીતમ સંગ;
વસી હસી ધરી અંગ ઉમગ;
સોપીને સ્વામીની સેવામાં અંગ,
માણીશ નિત્ય નવા નવા રંગ.
રેજો સ્વામી સંગ મળી અખડ ભાગ્ય તારૂ ભળી,
સાગર સંગમાં ગંગ મળી રહે જે રીતે સુભાગ્યમા

---

## પ્રવેશ ૨ જો.

---

દ્રોપદી ગાયન.

અકળીત ભાગ્ય ગતિ ન કળાતી,
પલક પલક રતી રે પલટાતી—અકળીત૦
ઉદય અસ્ત પછી ઉદયની આશા,
જ્યોતી વાદળીમાં જોઉ છુપાતી—અકળીત૦
ધર્મ ક્ષેત્રમાં ધર્મ પતિથી, કૌરવ લડતા ધારી અનીતિ;
ચિંતાથી મતિ મા'રી મુઝાતી—અકળીત૦

અહા ! કુરૂક્ષેત્ર જેવી વીર ભુમીમાં લડાઇનુ બીજ વવાઈ ચુકયું છે, હવે પ્રારબ્ધ કોણ જાણે શુ ફળ બતાવે છે તે જોવાનું છે.

દાસી—દેવી ! કોઈ વૃધ બ્રાહ્મણ દેવતા આપની પાસે આવેછે.

દ્રોપદી—વારૂ તેમને માનથી અહીં અંદર તેડી લાવ જોઉં કાંઇ ગૃહદાનથી કે જપ અનુષ્ટાંનથી મનનું દુખ ઓછું થાય છે સ્વામીનો વિજય થાય છે

કૃષ્ણ—નારાયણ ! નારાયણ !

દ્રૌપદી—દેવ પ્રણામ.

કૃષ્ણ—કલ્યાણ કલ્યાણ.

દ્રૌપદી—મહારાજ આપ કોણ છો ?

કૃષ્ણ—હું સર્વ સંસારની વાત ' જાણનાર 'ભુત ભવિષ્ય અને વર્તમાન જોનાર ત્રિકાળદર્શિ જોશીરાજ છું.

દ્રૌપદી—ત્યારે બ્રહ્મદેવ કૃપા કરી કહો કે મારા મનની હાલત હાલ કેવી છે ?

કૃષ્ણ—બાઇ શું કહુ ! આજ કાલ તારૂં મન જેમ લડાઈમાં કૃષ્ણનું ' સુદરશન ફરે તેમ ફરે છે.

દ્રૌપદી—હા મહારાજ તેમજ છે કાંઈ શાન્તિનો ઉપાય ?

કૃષ્ણ—બાઈ મીથુનરાશી અને કન્યારાશીમાં ભારે લડાઇનો પ્રસંગ છે.

દ્રૌપદી—હા મીથુનરાશી કૌરવ અને કંન્યારાશી પાંડવ તેમની લડાઈ તો ચાલે છે દેવ ? તેનું કેમ થશે, વિજય કોને મળશે ?

કૃષ્ણ—બાઈ શું કહું ! કૌરવપક્ષમાં એક ભિષ્મ નામનો જબરો યોધો છે.

દ્રૌપદી—હા તેજ ભિષ્મપિતા કૌરવ સેનાના મુખ્ય સેનાપતી છે દેવ ? તેનું કેમ ?

કૃષ્ણ—કેમ શું બાઈ કાલે સુર્યઅસ્ત થતાં પહેલાં ભિષ્મ પીતાના હાથેજ પાંડવોનો નાશ થશે.

દ્રૌપદી—હેં શું દાદા ભિષ્મના હાથે સ્વામી પાંડવોનો નાશ થશે ?

કૃષ્ણ—બાઇ પાંડવો સાથે તારે કાંઇ સગાઈ છે કે શું ?

દ્રૌપદી—દેવ ? પાંડવો હું અનાથના નાથ છે જેના મદદગાર શ્રી દ્વારકાનાથ છે.

કૃષ્ણ—બાઈ ગઈ કાલે ભિષ્મે પ્રતિજ્ઞા કરી છે કે કાલે હુ પૃથ્વી ઉપરથી પાંડવોનો નાશ કરીશ.

દ્રૌપદી—અરે દેવ ! પણ હમારા પક્ષમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન છે તો પછી ભિષ્મની પ્રતિજ્ઞાનું શું પ્રમાણ છે !

કૃષ્ણ—અરે ભોળી બાઇ એ કૃષ્ણજ મહા કપટની ખાણ છે.

દ્રૌપદી—ન કહો, ન કહો, બ્રહ્મદેવ મારા પ્રભુને એવું ન કહો. પ્રભુ વખતોવખત અમારા સ્હાયક છે, ભક્ત જનના સુખદાયક છે.

કૃષ્ણ—ઠીક ત્યારે જોઇશું આ વખતે એ તારો કૃષ્ણ તને કેવો સ્હાય થાય છે.

દ્રૌપદી—નક્કી એજ સહાય થશે. મને એ દીનબંધુ કરૂણાસીંધુપર પુરેપુરો વિશ્વાસ છે.

કૃષ્ણ—( સ્વ. ) અહા સતીનો મારાપર કેવો દ્રઢ વિશ્વાસ છે.(પ્ર) બાઈ હજુએ કહુ છું કે આ ગરીબ બ્રાહ્મણનુ કહેવું માન.

દ્રૌપદી—દેવ ? તમારૂં માની મારે શું કરવું ?

કૃષ્ણ—પાંડવોનુ અશુભ સાંભલ્યા પહેલાં બળી મરવું.

દ્રૌપદી—હા પ્રભુ તેજ ઠીક છે, પાંચમાંથી એક પણ પાડવનું અશુભ સાંભળી મારાથી નહિ જીવાય.

કૃષ્ણ—માટેજ કહું છું કે બળી મરવું.

દ્રૌપદી—વારૂ મહારાજ તેમ કરો. આપ સાથે આવી વિધિ પ્રમાણે અગ્ની સંસ્કાર કરાવો.

કૃષ્ણ—શિવ શિવ શિવ ! સ્રી હત્યા મારે કેટલા કાળ માટે, ઠીક બાઈ ચાલ તારી સાથે આવું, અગ્ની

સંસ્કાર કરાવું.

**દ્રૌપદી**—વારૂ મહારાજ ઉભા રહો ! હું પુજાનો થાળ લઈ આવું.

કૃષ્ણુ—(સ્વ)ચાલ આજ સ્થીતીમાં હું તેને મહારાજ ભિષ્મ પાસે લઈ જાઉં. ભાનુમતીને આપવાનુ વરદાન સતી દ્રૌપદીને અપાવું, મને એક સુત્રના તાર આપનારને આજે હું અખંડ સૌભાગ્ય અપાવું.

**દ્રૌપદી**—જનમી જગમાં દ્રૌપદી શક્તિ શામા રૂપ;
સ્વામી શીવ સ્વરૂપને દેવા કારણુ દુખ.

---

## પ્રવેશ ૩ જો.

**( સ્થળ ભિષ્મનો તંબુ. )** (પાત્ર- કૃષ્ણુ દ્રૌપદી ) વગેરે

**દ્રૌપદી**—મહારાજ ચિતા ક્યાં ?

કૃષ્ણુ—ચિતા તો સ્મશાનમાં.

**દ્રૌપદી**—ત્યારે મને અહીં કેમ લાવ્યા ?

કૃષ્ણુ—બાઈ જો કોઈ પણુ કામ કરતાં પહેલાં મહાત્માના દર્શન અવસ્ય કરવાં જોઇએ,

**દ્રૌપદી**—પ્રભુ એવા ક્યાં હશે મહાત્મા ?

કૃષ્ણુ—જુઓ પેલા સમાધીમાં ચાલો દર્શન કરીયે.

**સીપાઈ**—ખબડદાર ! ક્યાં જાઓ છો ?

કૃષ્ણુ—મહાત્માના દર્શને.

**સીપાઈ**—ના નહિ બને. મને હુકમ નથી.

કૃષ્ણુ—હમારે કામ છે.

**સીપાઈ**—કામ હોય તો સમાધીમાંથી ઉઠયા બાદ.

કૃષ્ણુ—નહિ અમે હમણાં જઈશું.

**સીપાઇ**—કેમ મારા સ્વામીની આજ્ઞા તોડવી છે ? તો લે બ્રાહ્મણા લેતો જા.

કૃષ્ણ—એ નહિ ભાઈ નહિ, બાપુ નહિ જઇએ.

**દ્રૌપદી**—બ્રાહ્મણ દેવતા ચાલો ચાલો હુ નિરભાગીનું ભલું કરતાં તમને માર પડયો.

કૃષ્ણ—ચિંત્તા નહિ, બાઇ પરોપકાર કરતાં લોકોની ભલાઇનું કામ કરતાં કદાચ મને માર પડે તો તે માર નથી પણ ફુલના હાર છે—અરે ભાઈ કહે તો ખરો કે તને તારા મહારાજની શી આજ્ઞા છે?

સીપાઇ--આ શિવાય કોઇને પણ જવા દેવાનો હુકમ નથી.

કૃષ્ણ—સતી દ્રૌપદી આ મહાત્માના દર્શને જતાં તો મારો બરાબર સત્કાર થયો.

**દ્રૌપદી**—તમે શું કરો બ્રહ્મદેવ મારૂં ભાગ્યજ વાંકુ છે.

કૃષ્ણ—ત્યારે બાઈ તું જાણે, લ્યો હું તો જઇશ.

**દ્રૌપદી**—અરે બ્રહ્મદેવ, મને અધવચ રખડતી કરી કયાં ચાલ્યા જાઓ છો, અરેરે આવા દુખના પ્રસંગે હવે હું કયાં જાઉં. અરે દેવના દેવ મહાદેવ કૃષ્ણ પ્રભુ ? આ દુખીયારી બેનના દુખના પ્રસંગે તું કયાં ગયો, કયાં સંતાઇ રહ્યા. ?

**દ્રૌપદી**— **ગાયન.**

વા રે આવો વિઠ્ઠલ વનમાળી,
પ્રથમ વચન દાન આપ્યું તે સંભારી;
ઓથ નાથ વિશ્વનાથ છે તમારી,
આશ દાસને જગન્નિવાસ ભારી.
અધવચ અંતરીયાળ રામા રડવડતી રહી.
એકે નથી આધાર વાર કરો માં વાલમા.

ભાવી ભક્તનાં અનેક કામ કીધાં
ધ્રુવ અંબરીષને અભયદાન દીધાં;
કઠણુ કષ્ટ સમયમાં કઠણુ થશો મા,
વ્હાલા બિર્દ આપનું ભૂલી જશોમા.

કૃષ્ણુ—ઓહો સતી સાવધાન ! હુ કૃષ્ણુ દાસનો દાસ તારા કાચા સુતરના તારે બંધાયો છું, તને સ્હાય થવા આવ્યો છું.

દ્રૌપદી—ઓહો ભાઇ કૃષ્ણુ દયાળુ દેવ ! મારા પ્રભુ ! પ્રભુ પ્રણામ.

કૃષ્ણુ—કલ્યાણુ કલ્યાણુ ! બેન દ્રૌપદી કલ્યાણુ. કહે કહે બેન દ્રૌપદી દુખી શાથી ?

દ્રૌપદી—દેવ શું અજાણ્યું છે આપથી, પ્રભુ આપ છતાં શું પાંડવોનો નાશ થશે, ભિષ્મ પિતાના હાથેજ આ તમારી દુખીઆરી બેનના સૌભાગ્યનો વિનાશ થશે. ?

કૃષ્ણુ—ચિંત્તા નહિ બેન, ભિષ્મપીતા જાતેજ તને સૌભાગ્ય આપશે.

દ્રૌપદી—દેવ ? શી અક્કલથી ?

કૃષ્ણુ—માત્ર હું કૃષ્ણુના છળબળથી, જાઓ તે ધ્યાનમાં બેઠેલા ભિષ્મ મહારાજ છે માટે પાસે જાઓ એક પણ શબ્દ બોલ્યા શિવાય ચુપચાપ આશિર્વાદ લઇ ચાલ્યા આવો.

દ્રૌપદી—વારૂ પ્રભુ. [ ભીષ્મની પુજા. ]

ભીષ્મ—કલ્યાણુ કલ્યાણુ ! મહાસતી અખંડ સૌભાગ્ય હો! જય હો.

કૃષ્ણુ—કેમ સતી આશિર્વાદ મલ્યો ?

**દ્રૌપદી**—હા દેવ મલ્યો.

**કૃષ્ણ**—પણ તું અહીં આવી કોની સાથે ?

**દ્રૌપદી**—પ્રભુ એક બ્રાહ્મણ આડું અવળું સમજાવી મને અહીં લાવ્યો, પણ કોણ જાણે તેતો મને અધવચ મુકી ક્યાંઈ નાશી ગયો.

**કૃષ્ણ**—તો હું પોતે આવી તારી સેવામાં હાજર થયો. સતીએ બ્રાહ્મણ નહિં પણ હું કૃષ્ણ પોતેજ.

**દ્રૌપદી**—શું આપ પોતેજ ? માફ કરજો પ્રભુ મારા માટે આપને માર પડયો.

**કૃષ્ણ**—ચિંત્તા નહિ બેન, હજુ તો તારો કરજદાર છું. સદાનો તાબેદાર છું, સતી ચાલો આ ગુપ્ત વાત કોઈને કહેશો નહિ હો બેન !

**દ્રૌપદી**—વારૂ પ્રભુ.

**ભાનુમતી**-અહા ! આજ તે સમાધીમાં બેઠેલા ભિષ્મ મહારાજ, લાવ સ્વામીની આજ્ઞા પ્રમાણે તેમને પુજાથી પ્રસન્ન કરૂં સૌભાગ્ય મેળવું.

**ભિષ્મ**—ઓહો કોણ તુ દેવી !

**ભાનુમતી**-આપની પુત્ર વધુ, રાજા દુર્યોધનની સ્ત્રી ભાનુમતી.

**ભિષ્મ**—અરે કેમ આવી વળી !

**ભાનુમતી**-સૌભાગ્ય ચહાવા, આપથી વરદાન લેવા.

**ભિષ્મ**—બીજીવાર ?

**ભાનુ**—નહિ દાદાજી, એકજ વાર.

**ભિષ્મ**—ત્યારે પ્રથમ કોણ આવી હતી ?

**ભાનુ**—પીતા તે હું જાણુતી નથી.

**ભિષ્મ**—( ધ્યાનથી જોઇ ) ઓહો ઘણુજ ખોટું થયું.

**ભાનુ**—શું થયું પીતા ?

ભિષ્મ—તને દેવાનું વરદાન દ્રૌપદી લઈ ગઈ, બુરી થઇ.

ભાનુ—હેં ! ત્યારે શું મારા નાથનો નાશ થશે ?

ભિષ્મ—દેવી તે સાથે મારા પ્રાણ પણ જશે.

ભાનુ—અરે આવો પ્રપંચ કરી મને વૈધવ્ય અને દ્રૌપદીને સૌભાગ્ય અપાવનાર કોણ ?

ભિષ્મ—તેજ કૃષ્ણ ગોવાળ, પાંડવોનો પ્રતિપાળ.

ભાનુ—પીતાજી હવે કાંઈ ઉપાય ?

ભિષ્મ—બેટા લાચાર, થવાનું થઈ ગયુ તથાપી દ્રૌપદીને તેના સોભાગ્યને માટે આશિર્વાદ આપ્યો, તો તારા સૌભાગ્યને માટે હું મારા પ્રાણ આપીશ.

ભાનુ—હા દૈવ, નિરાશ !

અવળે અવળુ સુજીયુ કૌરવને દિન એક;
જળ ત્યાં પથ્થર પેખીયા પોતાને અવિવેક.

ભિષ્મ—હરી હરી ! ભાગ્યની બાજી પલટી ગઇ, દુખી અબળા નિરાશ થઈ. અરે કૃષ્ણ તમારા જેવા યોગીને આવો પ્રપચ શા માટે, ચિંત્તા નહિ, કૃષ્ણ દેવ તમે તમારો ધર્મ હાર્યા, તો મારે જીવન હારવુ, ધર્મ અને સચ્ચાઇપર તન મન અને પ્રાણ સર્વ ઓવારવું. બસ એજ સકલ્પ એજ સીદ્ધિ. અર્થં સાધયામી વા દેહં પાતયામી. અરે વીરો સજ થાઓ, સામેથી શત્રુઓ આવતા જણાય છે. પાંડવનો સેના નાયક અર્જુન અને કૃષ્ણ કયાં છે ?

શિખંડી—તેમનું શું કામ છે ?

ભિષ્મ—સરદાર તું કોણ છે ?

શિખંડી—હું મહારાજ દ્રુપદનો પુત્ર શિખંડી અને પાંડવ સેનાનો સેનાપતી.

**ભિષ્મ**—ઓહો શીખંડી? જે જન્મ વખતે હતો સ્ત્રી? તે પાંન્ડવોનો સેનાપતી, આ ભીષ્મ બ્રંહ્મચારી સામે લડનાર?

**શિખંડી**—હા તમો બધાને હુ આજે મારા જુવાન હાથ બતાવનાર.

**કૃષ્ણ**—પિતામહ ભિષ્મ પ્રણામ.

**ભીષ્મ**—અરે કૃષ્ણદેવ! આ મહાભારતના ધર્મયુદ્ધના પણ પ્રપચ નાટકના તમે પોતેજ સુત્રધાર થયા તો ભલે મારો સ્વધર્મ કદી છોડનાર નથી, લીધેલી પ્રતિજ્ઞા કદી તોડનાર નથી, લ્યો નરનારાયણ હવે તમે તમારૂં ધાર્યું કરો, આ દેહનો ફના સંસારથી નાશ કરો.

**કૃષ્ણ**—અર્જુન અર્જુન! તૈયાર.

**અર્જુન**—શું કરૂ મહારાજ?

**કૃષ્ણ**—બીન હથીઆર ભીષ્મપર બાણુનો વરસાદ.

**અર્જુન**—હેં મહારાજ?

**કૃષ્ણ**—અર્જુન શું વિચાર!

**અર્જુન**—પિતામહ હોશીઆર!

**ભીષ્મ**— જય પરમાત્મન! જય વાસુદેવ! તમારી ઇચ્છા સફળ હો

**કૃષ્ણ**—બસ ચંદ્રવંશ કુળભુષણ ચંદ્ર આજે ભારતનો પ્રલય કરી અસ્ત થાય છે. પીતામહ ભીષ્મ! અરે ધર્મ નિતિના નાયક તમારી સદ્દગતી હો.

**અર્જુન**—દાદા આ કુળઘાતી અર્જુનને આશીષ?

**ભીષ્મ**—કલ્યાણ હો! સુખી હો! ચંદ્રવંશની સદા વૃધી હો! પરમાત્મન આપના ચરણમાંજ મારી ગતિ હો!

**કૃષ્ણ**—તથાસ્તુ



## પ્રવેશ ૫ મો.

ઉત્તરા— (૩૩)

ક્યારે મળેરે પિયુ પ્યારા મા'રા,
રસીક જીવન પ્રાણ મારા મારા મારા મારા પ્યારા.
મા'રા મા'રા મા'રા.

સકળ સફળ કરૂં અંતર આશા,
નીરખી એ નટવર લાલા પ્યારા પ્યારા મારા.
શરમ ઘુંઘટ તજી પીશું પરસ્પર,
રસિક વચન અમીધારા પ્યારા પ્યારા મારા.
રસ સરવરપર રમણથી રમતી,
પામીશ મોતી મરાળાં પ્યારા પ્યારા મારા.

**ઉત્તરા**—ભાઇ સારથી, જાઓ માતા સુભદ્રાને ખબર આપો કે આપની પુત્ર વધુ આવી પહોંચી છે.

**સારથી**—આજ્ઞા દેવી.

**ઉત્તરા**—અહા સામેથી કોઈ રાજ કુમાર લડાઇના મેદાનમાં જવા સજ થઈ આવે છે જો. કોણ હશે !

છે રાજવી ક્ષત્રી હશે મહારાજ કુંવર કોણ આ,
રહે અંતરે સદેહ કે નમણા નરેંદ્ર કોણ આ.
છે ધંન્ય તે મા બાપકે જેના હશે કુમાર આ,
છે ધંન્ય તે નારી કે જે આીના હશે ભરથાર. આ

**અભિ**—ઓહો સુંદરી ! કોણ છો ? ક્યાંથી આવો છો ?

**ઉત્તરા**—મહારાજ પહેલા તમે તો જણાવો ?
**અભિ**—સુભદ્રા અને અર્જુનને પુત્ર હું અભિમન્યું.
**ઉત્તરા**—હેં કોણ મારા પ્યારા અભિમન્યુ ?
**અભિ**—અરે કોણ દેવી ઉત્તરા !

**ઉત્તરા**—શા કારણે આવી અરે આખર પ્રસંગે ઉત્તરા,
રે કર્મના શા લેખ આ આવ્યા અભાગી ઉત્તરા.
શું નાથજી સબંધ જોડયો તે અચાનક તોડવા,
શું પ્રેમ પીજરમાં પુરી પંખીણી પાંખો મોડવા.
આ વેલ પાળી માળીએ ખીલતાં છરીથી છેદવા,
ગોપાળે પાળી ગાય શું કારી કટારે ભેદવા.

**અભિ**—છોડ છોડ ક્ષત્રીબાળા છોડ, યુદ્ધમાં જવા તૈયાર થએલ ક્ષત્રી બાળને છોડ.

**ઉત્તરા**—હા નાથ ! જો નાવને છોડુ તો મને કોનો આધાર ! ભવ દરીએ ડુબતી ટળવળતી જો નાવને છોડુ તો મારો કયાં નિસ્તાર ? નાથ સતીનું ભાગ્ય સતીનુ સૌભાગ્ય તો એક સ્વામીજ છે, પતિ વિનાની પ્રમદા એક તૃણ કરતાં પણ નકામી છે.
**અભિ**—સુન્દરી ! સમજ કે સંસાર માત્રની પ્રીતી નકામીછે સંસારનો ખોટો સ્નેહ એજ દુખની નિશાની છે,

**અભીમન્યુ-ઉત્તરા** **ગાયન.**

પ્રાણ ચાલ્યા શું લઇ પ્રાણ મારા સંગાથ,
પ્રાણ જાતાં આ પ્રાણપ્રીયા પ્રાણ તારે હાથ;
મરૂં ભટકી ભવ જંગલની માંહીરે.
તજી પ્રાણ જીવન સાથ(૨) સુંદર સ્વામીનો સંગાથ.
દિલે દિલ એક મળ્યું દિલથી જુદું થાય શું,
શુદ્ધ સ્નેહ સાગરનો સરિતાથી તજાય શું;

શાણા સમજો છો વધુ કે'વું શું કામનું,
નવ જાશો મોહન મન માનતારે—પ્રાણ૦

**અભિ–સુંદરી**–સભા મધ્ય કાલે પ્રતિજ્ઞા કરી છે;
અરિ મારવા હામ હૈએ ધરી છે.

**ઉત્તરા**—જુવાનીમાં જવાની વાત અરે ઓ નાથ ના બોલો;
પ્રોતી કુંમ કુંમના રંગે વિરહ કાળાશ ના ઘોળો.

**અભિ**—થઇને ક્ષત્રીની બાળા નમાલા શબ્દના બોલો.

**ઉત્તરા**—થવું ક્ષત્રીએ સ્નીધાતી દિલે વિચાર કંઇ તોલો,

**અભિ**—અબળા શત્રુ તરફથી યુદ્ધનુ આમંત્રણ થતાં યુદ્ધે ન જવું એ શું ક્ષત્રી ધર્મ છે?

**ઉત્તરા**—અબળાની આશા તાડવી પ્રેમની જીવનદોરી અધવચથી મોડવી એ શું ક્ષત્રી ધર્મ છે?

**અભિ**—અહો કેવો પ્રસંગ!

**ઉત્તરા**— ( ૩૫ )

જાઓ તજી ન યોગીરાજ બાળા;
વિયોગી આજ બાળા; ( ૨ )
બાળેવેશ હું છુ બાળા કોમળ કિશોર બાળા,
કઠીણ થઈને મ્હારા કંથજી જશો માં વા'લા
ભવ દરીએ ભરોંસે નાથ ચડી નાથ હોંશે,
ભાગ્ય તોફાને ડુબે નાવ,
લ્યો ઉગારી લાલા ડુબ્યાં લ્યો ઉગારી,

હા નાથ કૌરવો, ક્રુર દગાબાજ છે કપટી પ્રપંચી જાળ સાજ છે. આપના પુજય વડીલને એક દીવસ પણ સુખે રહેવા દીધા નથી, હા રાજ્યના લોભે તેમણે શું શું કર્યું નથી?

**અભિ**—ઘણું કર્યું છે, પણ તે હવે થોડાનેજ માટે, વડી-

લને દુખી કર્યાનું વેર હું વિસર્યો નથી. તેજ વેરનો બદલો હું અવસ્ય વાળીશ, યુદ્ધમાં પાપી કૌરવોનું ગુમાન હું આ તલવારથીજ ઉતારીશ.

**ઉત્તરા**—હા નાથ ! ના જશો, ના જશો, મારા નાથ, મારા પ્રાણ, હું પગે પડું છું કે મને છોડી ના જશો.

**અભિ**—બાળા શાંન્ત રહે, યુદ્ધનું આમંત્રણ સાંભળી અંતઃપુરમાં આનંદ માનનાર ક્ષત્રીઓને લાખો ધિક્કાર છે.

**ઉત્તરા**—નાથ! સીધારો, વિજય કરી વેલા પધારો, મારી ચીંત્તા કરશો નહિ, સ્વામી નક્કી માનજો કે જે જન્મમાં અર્જુન પુત્ર અભીમન્યું હશે તે જન્મમા શંકર પ્રીયા પાર્વતીની માફક ઉત્તરા આપની ધર્મપત્ની અર્ધાંગી થશે. માટે નાથ આ જગતમાં મને કાયરની નાર ન કહેવરાવશો. દુનિઆના ખોટાં મેણાં ના ખવરાવશો.

**અભિ**—વારૂ તો હવે અબળા આશીષ !

**ઉત્તરા**—આશીષ પરમાત્માની, સર્વ સાક્ષિરૂપે રહેલા મારા તમારા અંતર આત્માની, પ્રાણપતી આપના જશનો જય હો ! આપના શત્રુનો ક્ષય હો !

**ગાયન.**

રસિક રમણી આપો આશીષ પ્રીતમને,
યુદ્ધેરે જવા વિજય શ્રી પામવા; [ ૨ ]
રે રણમાં કરૂં કૌરવોને ઠાર ઠાર—રસીક૦
થઇ શુરા હરો પાપી શત્રુના યુદ્ધમાં પ્રાણ હા,
શ્રી મુરારી વિધ્ન હારી હો તમારા સાહ્યકારી;
ટાળો હરી આપદા—હાં. ( ૨ )

## પ્રવેશ ૬ ઠો.

( સ્થળ-ભીમનો તંબુ. )

( પાત્ર દ્રૌપદી, ભીમ, કૃષ્ણ. )

કૃષ્ણદેવ—મધ્ય રાત્રી વીતી ગઇ છે, સંસાર સર્વ શાન્ત છે. વીર ભીમ પણ પોતાના તંબુમાં શાંન્ત થઈ સુતો છે. અહાહા ! આજે લડાઈની સોળમા દીવસની રાત છે. હવે માત્ર યુદ્ધના બેજ દીવસ બાકી છે. તથાપી વીર ભીમ સભામાં લીધેલી પ્રતિજ્ઞા સીદ્ધ કરી શકયો નહીં, હજુ, સુધી દુશાસન અથવા દુર્યોધન બેમાંના એકને પણ મારી શકયો નહિં.

દાસી—અરે કોણ છો તમો !

કૃષ્ણદેવ—કૃષ્ણ, કૃષ્ણા દ્રૌપદીનો દાસ.

દાસી—અહો કોણ કૃષ્ણ ભગવાન ? બે અદબી માફ કરજો કૃપાનિધાન.

કૃષ્ણદેવ—ફીકર નહી, બાઇ જા સતી દ્રૌપદીને બોલાવ.

**દ્રૌપદી**—અહો સચરાચર વિશ્વમાં વસી રહેલ વિશ્વંભર ! આ દીન દાસીની ખાતર આહીં આગણે આવી છુપાયા ?

કૃષ્ણદેવ—હા જોગમાયા,

**દ્રૌપદી**—કારણ ?

કૃષ્ણદેવ—તારૂં કરજ વાળવા.

**દ્રૌપદી**—દેવ હું નિર્વન રંક દાસી જનના આપ લક્ષ્મિપતી કરજદાર ?

કૃષ્ણદેવ—હા. રાજસુયજ્ઞ પ્રસંગે કપાએલી આંગળી પર

વીંટયા સુત્રના તાર તેજ તારા પ્રેમ સુત્રના તારથી બંધાએલો છું. મધ્ય રાત્રીએ પણ લોહી કાદવમાં ખરડાતો અહીં આવ્યો છું,

**દ્રોપદી**—શા માટે પ્રભુ ?

**કૃષ્ણદેવ**—ફક્ત એક કામ માટે.

**દ્રોપદી**—એવું શું છે કામ ?

**કૃષ્ણદેવ**—યાદ છે દુશાસન દુર્યોધનનું નામ ? સભા વચ્ચે તેમણે કરેલું ઘાતકી કામ ?

**દ્રોપદી**—હા પ્રભુ અત્યારે એ દુષ્ટોનું નામ કયાં યાદ કરાવ્યું ? મારા શાન્ત મનને કયાં ગભરાવ્યું ?

**કૃષ્ણ**—સતી ! યુદ્ધના સોળ દીવસ પુરા થયા છતાં વીર ભીમ પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી શકયા નહિ. તારા ખુલા કેશ બંધાયા નહિ.

**દ્રોપદી**—તેનું કેમ થાય ભગવાન ?

**કૃષ્ણ**—આજ રાત્રે વીર ભીમસેનને મેણા ટોણાથી ખીજાવી કૌરવ સભામાં કરેલી પ્રતિજ્ઞા યાદ કરાવી દે. વચન ચતુરાઇથી ઉશકેરી ક્રોધાંતબનાવ ક્રોધમાંને ક્રોધમાં ગદા લઇ યુદ્ધે જાય તેવો બનાવ.

**દ્રોપદી**—વારૂ દેવ, તે ઉન્મત હાથીને વચન મદીરા પાઇ મસ્ત બનાવું છું. ખુબ ઉશ્કેરી યુદ્ધમાં મોકલાવું છું.

**કૃષ્ણ**—વારૂ બેસો હું જાઉં છું. વીર ભીમને મદદ કરવા સજ થાઉં છું.

**ભીમ**—અરે કૃષ્ણા દ્રૌપદી ક્યાં ગઇ ?

**દ્રૌપદી**—મહારાજ આ રહી આપની સેવામાં.

**ભીમ**—અરે વાહ ક્યાં હતી. ?

**દ્રૌપદી**—નાથ ! આપ યુદ્ધમાંથી થાકીને આવ્યા છો માટે આપને સંતોષવાને તેલ ફુલેલ અત્તર ગુલાબ દાસી પાસે મંગાવતી હતી. લ્યો નાથ આ સુગંધી તેલ અત્તરથી આપને રીઝાવું.

**ભીમ**—અને આ તેલ મોગરેલથી હું તારા વાળ ભીંજાવુ.

**દ્રૌપદી**—નાથ ! કયા વાળ, આ વાળ ?

**ભીમ**—હા એજ વાળ.

**દ્રૌપદી**—હાં હાં નાથ સબુર સબુર.

**ભીમ**—કેમ કેમ !

**દ્રૌપદી**—જુઓ જુઓ નાથ મને એક ચિત્ર દેખાય છે !

**ભીમ**—હેં ચિત્ર ક્યાં છે !

**દ્રૌપદી**—હા નાથ, જુઓ જુઓ, આ કૌરવ સભા, આ પાપી દુર્યોધન, આ દુશાસન, આ ભરતાર, આ જુગાર, હા નાથ યાદ કરો આ ચિત્રને જોઇ આપના વચનને યાદ કરો માફ કરો નાથ. તેલથી ભીંજાએલા હાથે મને ભેટવા આતુર થએલા આપને જોઈ હું લજાઉ છું. શરમાઉ છું. સ્વામી, ભુંસો ભુંસો ચાહે સભામાં લીધેલાં વચનને ભુંસો, યા મારા માથે સીંચવા હાથે લગાડેલા તેલને ભુંસો.

**ભીમ**—હા ખરૂ છે, દેવી ખરૂં છે, કાલે સવારેજ તે બંને પાપીઓના શરીરનો નાશ કરી મારી પ્રતિજ્ઞા સીદ્ધ કરીશ.

**દ્રૌપદી**—નાથ આ આપની પ્રતિજ્ઞા નહિં પણ મીથ્યા

વાણી છે, વચન સાચુનહિ પણ જુદી કહાણી છે.

**ભીમ**—ઓ દ્રૌપદી ? આ તારા શબ્દો કે કોઇ મર્મતીર ?

**દ્રૌપદી**—જ્યારે અબળાના વાક્યને તીર કહોછો ત્યારે સંગ્રામમાં શુરાઓ સામે કેવા લડોછો ?

**ભીમ**—ઓ દ્રૌપદી ! આવા શબ્દબાણુ તે શું વીર ભીમ સહન કરશે ?

**દ્રૌપદી**—ત્યારે બીજું શું પરાક્રમ કરશે ? અરે જો તમે તમારૂ વચન સીદ્ધ ન કરી શકતા હો. પાપીનું હ્રદય રૂધીર ન મેળવી શકતા હો, તો લાવો લાવો આ આપની ગદા મારા હાથમાં લાવો. આ મારા કંકણુથી તમારા હાથ શોભાવો, હું પણુ પાંડવ પત્ની ક્ષત્રી જાયા છું મહા માયા છું. જુઓ કે તમારાથી પુરી ન થએલી પ્રતીજ્ઞા કેવી સીદ્ધ કરૂ છું. તે નર દૈત્ય રાક્ષસનું હું ચંડિકા કાલીકા કેવું લોહી પીઉં છું.

**ભીમ**—ઓ અબળા, આ તું શું કહે છે ?

**દ્રૌપદી**—સાચુજ કહું છું;

અબળા અબળા ના કહો, અબળા છે બળવાન;
અબળાથી નબળા બન્યા, બ્રહ્મા રૂદ્ર સમાન.

**ભીમ**—કહે કહે કહેવાનું કહીદે, તું પણ તારી સ્ત્રી જાતનો નીચ સ્વભાવ અજમાવી લે, હા કયારે આજની કાળ જેવી રાત જાય, કાલનું પ્રભાત થાય અને પાપી શત્રુઓ તથા શત્રુજેવી શામ મુખવાળી શામા બંનેનો એક સાથે કાલ થાય, હાય આતે આનંદની રાત કે કોઇ ભયંકર કાળનો

કકળાટ ! આતે સુગંધ સામગ્રીનો ટાટ કે ક્રોધ અંગારનો દાઠ. ઓ ગદાદેવી મહાદેવી ! સાવધાન હવે તારે એક કામ કરવાનું નથી પણ બે, એક તો પાપી દુર્યોધન દુશાસન જેવા મહીષ પાડાનું બળીદાન અને બીજુ આ કાલ જેવી દુષ્ટ કામાનું રૂધીર ભોજન તારે કરવાનું છે, ઓ ભીમ ! હવે શું વાર, શું ઉચ્ચાર, શું વિચાર, માર માર શત્રુ માર, સાથે નાર દાર માર, શું ઉજાળ, શું સવાર.

થયો ક્રોધ અંધાન દેખું ન ભાળું,
ગણું પુન્ય શું પાપ શું મારૂં તારૂં.
થયું ક્રોધથી લાલ આ લોહી, મારૂ
પીયું લોહી તારૂં પછી શત્રુ મારૂં.

**દ્રૌપદી**—પીયો લોહી મારૂં ભલે નાથ મારો,
કરી ધાત સ્ત્રી નામનાંને વધારો;
પછી યુદ્ધ મેદાન શુરા પધારો,
લીધું જે વચન તે જતાં પ્રાણ પાળો.
વચન જો ન પાળે નતે રાણી જાયા.
વચન જે ન પાળે ન તે ક્ષત્રી જાયા.
વચન જો ગયુ તો ગયું સ્વર્ગ જાણો,
મળ્યું સુખ તે નર્ક જેવું પ્રમાણો.
લીધુ જે વચન જો કદી તે ન પાળો,
સુખે રાન જઇ રામની માળ ઝાલો;

**ભીમ**—હવે બોલ તારા નહિં સાંખું શામા,
કરૂં અળ તારો અરે દુષ્ટ કામા.

**દ્રૌપદી**—કરો ક્રોધ જેવો મને મારવાને
કરો તેટલો શત્રુ સંહારવાને,
વૃથા ક્રોધથી જેટલું લોહી બાળો;

કરી તેટલો શત્રુ ઝુમી સુવાડો,
મને મારતા ના થશે વંશ વૃદ્ધી
અરિ મારવાથી થશે વાકય સીદ્ધી.
રૂડી રીતથી ન્યાયનો માર્ગ તોલો.
જઈ યુદ્ધમાં કીર્તિ કન્યા વરી લ્યો,

ભીમ—વારૂ તો હવે જાઉ છું, તારા પર ચડેલું ક્રોધનુ વાદળ હવે શત્રુ પરજ વરસાવું છું, વળી ફરીથી સોગંદ ખાઇ કહું છું કે દિન સતરમાંની રાત પડતાં હું તે દુષ્ટ દુશાસન દુર્યોધનનો જીવ લઈ, તેના હૃદયનું ગરમ લોહીપી, તને વસ્ત્ર વીનાની કરનારના લોહીથી આ મારાં વસ્ત્ર ભીંજાવી આવી મળું છું, દ્રૌપદી, યાદ રાખ, યાદ રાખ કે કાલ સંધ્યાકાળ થતાં પૃથ્વીપર ક્રુર શત્રુ કૌરવો નહિં. યા પાંડવોમાંનો હું એક ભીમ નહિ, ઓ ગદાદેવી

મહાદેવી સાવધાન !
ગદા દેવી ઉનું તને લોહી આપું
અને શત્રુનું માંસ સંતોષ તું
સતી દેવીને પાપીઓએ સતાવી,
નદે ભીમના શીરપર દોષતું;
અખંડીત આ શત્રુનાં હાડ ખંડી,
પછી પીંડ ચંડી સદા પોષતુ;
ઘમંડી અરીની હરિ ને ઘમંડી
સતી દ્રૌપદી શીઘ્ર સંતોષતું

# પ્રવેશ ૫ મો.

( અભીમન્યુ જયદ્રથ, અર્જુન, કુરૂક્ષેત્ર લડાઈનું મેદાન)

**અભી**—અહાહા ! છ કોઠાના મહારથીઓને જીત્યા, પણ સાતમો કોઠો કાકાભીમની મદદ સીવાય જીતવો મુશ્કેલ છે, અહા કાકા ભીમ આ આખર પ્રસંગે કયાં ગયા ?

**જયદ્રથ**—ઓ અભીમાની અર્જુન પુત્ર અભિમન્યુ, છ કોઠા જીતી મહારથી કહેવરાવવુ છે, સાતમા કોઠાના ભયથી ડરી લડાઇનું મેદાન છોડી ચાલ્યા જવું છે ?

**અભી**—કોણુ સીન્ધુપતિ જયદ્રથ? તુંજ સાતમા કોઠાનો મુખ્ય સેનાપતિ કે, આવઆવ અંતરમાં હું તનેજ યાદ કરતો હતો, અમારા પુજ્ય વડીલોને વનવાસમાં દુ:ખી કરનાર તુંજ પાપી કે ?

**જયદ્રથ**—હાહા તેજ હું હવે આ સિંધુ પતીના સપાટામાંથી તું બચી શકે તેમ નથી.

**અભી**—આવ આવ આજે તને પણ મારૂ બળ બતાવુ છું, વડીલના વેરનું વેર વાળી મારી આ તલવારની અણીથી તારા પાપી શરીરને જમીનમાં દટાવુ છું, ચાલ પાપી લે હથીઆર.

**જયદ્રથ**—તૈયાર ?

**અભી**—હા હા કાકા ભીમ ! પીતા અર્જુન ! ( અભિમન્યુનું પડવું )

**અર્જુન**—અહા કૃષ્ણ પ્રભુની કૃપાથી પાતાળવાસી પાપીઓનો સંહારતો કર્યો, હવે આ કુરૂક્ષેત્રમાં કોણ જાણે શું થશે. અરે આ કોણ જયદ્રથ ? અને આ મરણદશામાં કોણ ? પુત્ર અભીમન્યુ ! અરે ઓ નીચ જયદ્રથ, અરે કર્મચંડાળ રાક્ષસ, આ તારૂંજ

નીચ કામહશે. હા હું અર્જુન આજે ઇશ્વર સાક્ષીએ પ્રતીજ્ઞા કરૂં છું કે સુર્ય અસ્ત થતા પહેલાં પાપી જયદ્રથનો નાશ ન કરૂં તો જીવતો બળી મરૂ. ચાલ પુત્ર ઘાતી મહાપાપી તૈયાર !

**જયદ્રથ**—આવ તું પણ આવ, પુત્ર શોકે પીડાતા અર્જુન ! તું પણ તારા પુત્ર સાથે પરલોકમાં સીધાવ.

**અર્જુન**—હા હા એ તારા સર્વે મનોરથ તારા મનમાંજ સમાવું છું, જો આ એકજ ઘાએ તારૂં મસ્તક તારા વૃદ્ધ તપસ્વી પીતાની નજીક મોકલાવું છું. ચાલ પાપી તૈયારથા.

**જયદ્રથ**—હોશીયાર ? રામકૃષ્ણ ગોવીંદ.

**અર્જુન**—ચાલ પુત્ર શોકે પીડાતા કુટુમ્બને શાન્ત કરૂં, પુત્ર ઘાતી પાપી જયદ્રથના મોતના સમાચાર સતી સુભદ્રાને નીવેદન કરૂં.

---

## પ્રવેશ ૭ મો.

---

### કુરૂક્ષેત્ર.

( દુર્યોધન શકુની ભીમ દુશાસન લડાઇ. )

**દુર્યોધન**—ઓ મામા, જુલમ જુલમ ! બધું ખેરમાટી સત્યાનાશની પાટી.

**શકુની**—અરે ગભરાય છે કેમ ? હજુ તો કાયમ છે તું હું અને દુશાસન ત્રણની ત્રીપુટી.

**દુર્યોધન**—પણ તેથી શું વળે ? મોટા મહારથીઓ મરાયાં પણ પાપી પાંડવો હજુ સુધી પુરા ન થયા.

**ભીમ**—ક્યાંછે, ક્યાંછે, કુટીલ કોરવો ક્યાંછે !

**દુર્યોધન**—મામા આ કોના વેણ ?

**શકુની**—ભાઇ એજ આપણા હૈયાનોહાર ભાઈ ભીમસેન માટે સ્વસ્થથા, બળવાન હેતુને લડાઇના મેદાનમાં ભેટવા હિંમતવાન થા.

**દુર્યોધન**—હા હા પાપીઆ ભીમને ગદાયુદ્ધમાં આજે હું પણ મારા હાથ બતાવું છું, કૃષ્ણ વીર બળરામના શિષ્યની આજે પુરેપુરી ઓળખાણ કરાવું છું.

**શકુની**—" સમજ્યો નહિ આખર અંત સુધી, વિનાશ-કાળે વિપરીત બુદ્ધી." ચાલ હું પણ ભીમના વિયોગ માટે શોક કરતા ધર્મરાજને ભીમના નાશ માટે આમ તેમ સમજાવું, ભીમના વિયોગમાં ધર્મરાજ મરે તો પાંડવો પણ અવશ્ય મરે અને પાંડવો મરેતો કૃષ્ણ પણ નક્કી મરે, બસ સઘળું સમાન સફાચટ મેદાન.

**દુર્યોધન**—અરે ઓ રાક્ષસ ભક્ષી ભીમ ! એ તારા ક્રોધ અં-ગારને બુઝાવનાર પર્વતપર વ્હેતા પ્રચંડ પાણીનો પ્રવાહ આ હું દુર્યોધન, જોઇલે, ઓળખી લે

**ભીમ**—હા ઓળખ્યો ઓળખ્યો, એજ કે તું પીત્રાઇ નીચ કસાઇ, અબળાપર બળ બતાવનાર, ક્ષત્રી થઈ ખુની ચંડાળનું કામ કરનાર !

**દુર્યોધન**—હા તેજ હું, તેજ આ હ્રદય, દુષ્ટા દ્રૌપદીને બળા-ત્કારથી ઘસડી મંગાવનાર, ભર સભામાં તેના વસ્ત્ર અને વાળ ખેંચાવનાર તેજ આ હ્રદય.

**ભીમ**—હા હા એજ તારા ઝેરી હ્રદયનું ઝેર હમણાં ઉ-તારૂ છું, સંભાળ ! તારૂ ઝેરી હ્રદય મારા ઝેરી નખથી ફાડું, હા શું કરૂં સભામાં

સતી દ્રૌપદીના વસ્ત્ર અને વાળ ખેંચવાનુ ઝેર આંખમાં છુપાવી રહ્યો છું, જુગારમાં દીધેલા તેર વર્ષ વનવાસનું ઝેર શરીરમાં સંઘરી રહ્યો છું, પુત્ર અભીમન્યુને મારવાનુ ઝેર જીગરમાં જાળવી રહ્યો છું, લાખિયા મેહેલમાં બાળવાનું ઝેર હૃદયમાં રાખી રહ્યો છું, હા બચપણુમાં લાડવામાં મેળવેલું ઝેર અરે હળાહળ સોમલ હજુ સુધી હુ મારા પેટમાં પચાવી રહ્યો છું, હાએ સર્વ ઝેરથી ભરેલો હું ભીમ ઝેરી નાગ તને ડસ દેનાર છું, તારૂ લોહી પીનાર છું.

**દુર્યોધન**—ઓ નાગ ઝેરી નાગ! તારૂ ઝેર મોમાં છે શરીરમાં નથી, ભસવામાં છે કરડવામાં નથી.

**ભીમ**—પાપી દુર્યોધન! એ અભિલાષા મનમાં રાખીશ નહિં, આ ઝેરી નાગને સાધારણુ સાપ સાપોલીયું વા સરશીયુ સમજીશ નહિં, આતો શુરાઓનો શીરમણી ભડભીમ મહામણી ચદ્રકુળ ચંદ્રમણી મણીધર નાગ છે, તારાજેવા બળહીણુ બકરાક્ષસનું અરે મસ્ત મહીષાસુરનું બળી ભક્ષ કરનાર કુરૂપતિ કેશરી વાઘ છે.

**દુર્યોધન**—અરે તુ વાઘ છે કે ગાય છે! જો તું વાઘ હતો તો આ દુર્યોધન સીંહના પંજામાં સપડાએલી દુષ્ટા દ્રૌપદીને સભામાં કેમ છોડાવી શકયો નહિ, પાંચ ભરથાર છતાં રંડાએલી રંડા દ્રૌપદીને કેમ બચાવી શકયો નહિ?

**ભીમ**—હા હા તે વધેલું કરજ વ્યાજના વ્યાજ સાથે ચુકાવી આપવાનો હાલ સમય આવ્યો છે, અરે

દ્રૌપદીને રંડા કહેનાર જુલમગાર દુર્યોધન, અરે સતીના વાળ અને વસ્ત્ર ખેંચનાર નરદૈત્ય દુશાસન, આજે તમારી સોએ ભાઇઓની સ્ત્રીઓના વાળ-માથાપરથી હમેશને માટે ઉતરાવું છું, ચાલ પાપી તૈયાર થા ?

**દુર્યોધન**—હોંશીયાર ! ( ગદાયુદ્ધ ) રામકૃષ્ણગોવીંદ.

**દુશાશન**—ઓ ભીમ, અરે ઓ ભાઇનો નાશ કરનાર ભીમ ! કૌરવવંશનું નીરમુળ કરનાર નરાધમ ભીમ, હું દુશાસન કૌરવવંશનો અંકુર હજી હું એક બાકીછું

**ભીમ**—કોણ દુશાસન ! જેનું હું કરનાર છું રૂધીરપ્રાશન ! ઓ ભાઇપીતરાઇ તારા કરેલા ઉપકાર સંભારતાં મને તારાપર એવું તો વહાલ આવે છે કે તને જમીન સાથે દાબી તારા હૃદયને આ હૃદય સાથે રગડું અથવા તો તારી છાતીના બે ભાગ કરી તારા આંતરડાનો હાર મારા ગળામાં નાખું, ચાલ પાપી હથીઆર લે, તારા જેવા નિર્દયના હૃદયમાં જો ઇશ્વર હોય તો તેને યાદ કરી લે.

**દુશાશન**—ઇશ્વરને યાદ કરે કાયર, તારા જેવા ડરપોંક બીકણ નામર્દ, મારે કોની મદદની દરકાર છે તારો નાશ કરવા મારૂં બળ સામર્થ તૈયાર છે ?

**ભીમ**—વારૂ તો સાવધાન !

---

## પ્રવેશ ૯ મો.

---

(ધર્મરાજ. શકુની બ્રાહ્મણ વેશમાં પાછળથી પાંડવ કૃષ્ણ નારદ)

**ધર્મ**—ધાર્યું ધરણી ધરનું અવશ્ય થાએ અનેક ઉપાએ,

માનવ મનની મનસા જળ પરપોટા જેવી લેખાએ. અહા! કૃષ્ણદેવે રાજસુયજ્ઞ પ્રસંગે ભાંખેલું ભવીષ્ય અંતે ખરૂંજ પડયું, મારા એકનેજ પાપે સર્વ ક્ષત્રી કુળનું નિકંદન વળી ગયું. હરિ હરિ ! મહા મહા કષ્ટો કૃષ્ણ કૃપારૂપ નૌકાથી મહાભારત જેવો મહાસાગર તો તરી આવ્યા, હવે જોવાનું છે કે કિનારે આવેલું વહાણ ખડગ સાથે અથડાય છે કે સહિસલામત બચી જાય છે.

**શકુની**—સહાય કરો, મહારાજ ધર્મરાજ સહાય કરો.

**ધર્મ**—હેં આ કોનો ભયંકર અવાજ ?

**શકુની**—રક્ષા કરો, રક્ષા કરો,: મહારાજ રક્ષા કરો !

**ધર્મ**—નિરભય રહો મુનિદેવ કોની રક્ષા માગો છો ?

**થકુની**—મહારાજ તમારા શરીરની,

**ધર્મ**—કેમ શા માટે ?

**શકુની**—શું કહું મહારાજ ગદા યુદ્ધમાં ભીમ, અર્જુન, નકુલ. સહદેવને મારી તેના રૂધીરમા તરબોળ થઇ વિચિત્ર વેશે દુષ્ટ દુર્યોધન આપના તરફ આવે છે.

**ધર્મ**—હેં શું ભીમ, અર્જુન, નકુળ, સહદેવનો નાશ થયો ? ત્યારે આ હતભાગ્ય દેહનો વિનાશ કેમ ન થયો ! હા બંધુ ! ! તમારા વિના મારા પ્રાણ પલકમાં ચાલ્યા જશે.

**શકુની**—'સ્વગત) હા ત્યારેજ આ શકુનીની સર્વ આશા સફળ થશે, (પ્ર) ધર્મરાજ ક્ષણવાર શુદ્ધીમાં આવો, જુઓ જુઓ દુષ્ટ દુર્યોધન આવી પહોંચ્યો.

**ધર્મ**—અરે ભાઇઓને મારનાર કૌરવ કુળ કલંક દુરા-

ત્મા દુર્યોધન આ કટારથી તારા પ્રાણ લઇશ અઢાર અક્ષોણી સૈનાના શતસાથે તારા પાપી આત્માને પરલોકમાં પહોંચાડી દઇશ.

**ભીમ**—( અંદરથી ) ક્યાં છો ક્યાં છો બંધુ ધર્મ, ક્યાં છો?

**શકુની**—( સ્વગત ) હાય હાય નક્કી દુર્યોધન દુશાસનને મારી ભીમ આવ્યો ભોગ મળ્યા.

**ભીમ**—ક્યાં છો, ક્યાં છો ધર્મવીર ક્યાં છો. ?

**ધર્મ**—ભાઇઓનો પ્રાણ લેનાર પાપી દુર્યોધન આ કટારથીજ તારો જાન લઇશ.

**ભીમ**—શાન્ત શાન્ત બધુ શાન્ત.

**ધર્મ**—કોણ ભ્રાતા ભીમ અર્જુન ?

**ભીમ**—હા અને આ સહદેવ, નિકુળ,

**ધર્મ**—અહા ! આનંદ આનંદ !

**અર્જુન**—બંધુ આપને આટલું આટલું ભરાવનાર કોણ ?

**ધર્મ**—આ કોઈ મુની.

**ભીમ**—બોલ ચંડાળ કોણ છે તુ મુની !

**કૃષ્ણ**—એજ પાપી શકુની.

**શકુની**—પ્રભુ ક્ષમા ક્ષમા ? પાપની ક્ષમા

**ભીમ**—ક્ષમા નીતમા અને તેમાં એ આ વીર ભીમની પાપી કૌરવો પ્રત્યે ક્ષમા ? નીચ શકુની તારા જેવા પાપીઓના પ્રાણ લેવામાંજ આ વીર ભીમ ક્ષમા સમજે છે.

**શકુની**—રામકૃષ્ણ ગોવીંદ.

**પાંડવો**—પ્રભુ કૃષ્ણદેવ પ્રણામ-

**કૃષ્ણ**—કલ્યાણ કલ્યાણ ! પાંડવોનું સદા કલ્યાણ થાઓ. કેમ ભીમસેન પ્રતિજ્ઞા પળાઈ, સતી દ્રોપદીની

છુટ્યા વેણુ બંધાય ?

**ભીમ**—હા પ્રભુ એ સૌ આપના પ્રતાપથીજ

**કૃષ્ણ**—વારૂ તો હવે હસ્તીનાપુર પધારો અને ધર્મરાજથી રાજ્યાસન દીપાવો.

**ધર્મ**—પધારો પ્રભુ, પ્રભુ અમારા માટે તમે ઘણાં ઘણાં દુ:ખ સહન કર્યા.

**નારદ**—જરાપણ નહિ, ભક્તની ભીડ ભાગવા ભગવાન સદા બંધાએલાજ છે, જુઓ સાંભળો.

**નારદ**--

**ગાયન**

આનંદ સાગરમાં રમીરે
હરે ભુમી ભાર નિર્વિકાર અહ બ્રહ્મ,
શ્રી ધર્મના જય કર્મમાં.
હીન ધર્મની હાની લ્યો માનીરે—આનં૦
રક્ષા કારણ ધર્મની કરે અધર્મનો નાશ,
જગ સુખ કારણ અવતરે યોગેશ્વર અવિનાશ.
ભક્ત તણો પ્રભુ દાસતો.
ગીતા ગીતે જ્ઞાની લે માનીરે.

---

## પ્રવેશ ૧૦ મો

---

### કચેરી.

**ધૃતરાષ્ટ્ર**—ઓહો ! સંસારમાં જન્મે છે તે મરવા માટેજ, ખીલે છે તે કમાવા માટેજ, અરેરે પુત્ર દુર્યોધનને અનેક રીતે સમજાવ્યો પણ નજ માન્યુ આખરે કૃષ્ણ ભગવાનનું ભવિષ્ય વચન ખરૂ પડયુ કુરૂ-

એ નાશ સાથે પુત્ર સરખું રત્ન રાખમાં રોળાઇ ગયુ

**વિદુર.—** **ગાયન.**

અંતર ઉદાસી આપ આવડી શાને ધરો,
હૃદયે હમેશા હરી હરીનુ સ્મરણ કરો.
કોનાં પુત્ર ઘરબાર કોનાં નારી ધનમાલ,
ઝાકળના જળ જેવો જુઠો આ છે સસાર.
મેહેલને મંદીર માળ બાગને વાડી વીશાળ,
આવે જયારે અતકાળ જાવુ છોડી જજાળ, અંતર૦
બ્રહ્મા જેવા બ્રહ્મ રૂપ, ઇન્દ્ર જેવા દેવ રૂપ,
રામ જેવા રાજ ભૂપ ચાલ્યા ગયા ચુપા ચુપ અતર૦

**કૃષ્ણ**—કેમ મહાત્મા ધૃતરાષ્ટ, યુદ્ધનું પરીણામ સમજાયુ ?

**ધૃતરાષ્ટ**—હા પ્રભુ સર્વ સમજાયુ આખરે ધર્મનો જય અને અધર્મનો ક્ષય એજ તેનુ પરીણામ આવ્યુ.

**ભીમ**—પીતાજી કુટુમ્બ ઘાતનાં મહા પાપનો પરીતાપ કરી આ દીન દાસ આપની પાસે ક્ષમા ચહાયછે.

**કૃષ્ણ**—મહારાજ ધૃતરાષ્ટ આપ જેવા જ્ઞાની પુરૂપને સસારનો મીથ્યા મોહ છાજે નહિં.

**ધૃતરાષ્ટ**—પુત્ર પાંડવો જે કાંઇ બનવું હતુ તે ઇશ્વર ઇચ્છા એ બની ગયું, આખરે પાપનો પરાજય અને ધર્મનો જય થયો તો હવે આજથી હુ તમને મારા વ્હાલા ધર્માત્મા પુત્ર માની હૃદયનો શોક સમાવું છુ.

**વીદુર**—અહા ! સંસારની કેવી વિચીત્ર માયા છેઆ ઉપરથી સંસારના સર્વ માણસો સાફ સમજશે કે જે કુટુમ્બમાં કલેશ છે, અનિતિ અન્યાય છે,

તેનુ છેવટે સત્યાનાશ છે. અને જે કુટુમ્બમા નીતિ છે ન્યાય છે તેનો છેવટે આ ધર્મ પ્રમાણે જ કલ્યાણ છે.

**ધર્મ**—પીતાજી હવે શી આજ્ઞા છે ?

**ધૃતરાષ્ટ**—પુત્ર જે કૃષ્ણ પ્રભુની આજ્ઞા તેજ મારી આજ્ઞા

**કૃષ્ણ**—મહાત્મા ધૃતરાષ્ટ, હવે ધર્મરાજને રાજ્યાભિષેક કરવો શરૂ કરો જુઓ જુઓ સતી દ્રૌપદી રાજ્યાભીષેકનું માંગલીક સાહીત્ય લઈ આ તરફ આવેછે,

**ધૃતરાષ્ટ**—પ્રભુ કૃષ્ણદેવ આપની આગળ હું કોણ માત્ર છું, તો આપજ આ માંગલીક સમયે ધર્મરાજને રાજતીલક કરો, આ ભરત વાસીઓની ભીડને હરો.

**કૃષ્ણ**—પાંડવ કુળચંદ્ર ધર્મરાજનો જય હો, બોલો ધર્મરાજકી

**બધા**—જય !

**સર્વ**—

**ગાયન.**

શાન્તિ શાન્તિ દ્યો પ્રસારી સુજન હ્રદયમાં
નીતી રીતી સારી આપો સ્વામી સરવદા,
કલેશને કુસુંપથી મુક્ત કરો કૃપાલ,
સંપત્તિ સુસંપ સદા ઇચ્છે તમારા બાળ.
સ્નેહરસે રસવતી હો ભારતી,
ભાગ્યવતી એ આશ વરદા— શાંન્તિ.

શાન્તિ શાન્તિ દ્યો પ્રસારી.

## શ્રી દેશી નાટક સમાજનાં

### તમામ પુસ્તકો મજકુર સમાજનો જ્યાં

### મુકામ હોય ત્યાંથી વેચાતાં મળશે

ત્રવીસ ખેલના ઓપેરા ... દરેકની કીં. ૦–૨–૦

ઝાલીમ દુલીયા ગદ્ય પદ્યાત્મક. કીં. ૧–૦–૦

સંન્યાસી યાને પાપનું પ્રાયશ્ચિત

ગદ્ય પદ્યાત્મક કીં. ૧–૦–૦

**શ્રી દેશી નાટક સમાજ**

**ઠે. શાંતીભુવન થીએટર–અમદાવાદ.**